# પ્રસ્તાવના

થંડા મુલકમાં જેમ વનસ્પતિ મહિનાઓ સુધી મૃત દશામાં રહે છે, અને વસન્ત સૂર્યના સ્પર્શે થોડી ક્ષણોમાં નવપલ્લવિત થાય છે, તેમ જ કંઈક આધુનિકતાથી દૂર, દારિદ્ર્ય અને અજ્ઞાનના અંધકારમય વાતાવરણમાંથી પ્રકાશમાં આવતા કવિ મૂળદાસનુ બન્યું છે.

વિદ્વાન જૈન મુનિ શ્રી છોટાલાલજીના સંપર્કનો એ પ્રતાપ. એક વારના એ અજ્ઞાન અને નિરાશ ગ્રામ્યશિક્ષકનો આશાભર્યો ને ઉત્સાહી કવિતા–જીવનમાં પ્રવેશ મુખ્યત્વે તેમના જ પ્રોત્સાહનથી થયો, અને એમને માટે ભારોભાર ભક્તિભાવ આ સંગ્રહમાં દેખાય છે.

કવિ મૂળદાસની કૃતિમાં તેમની સાદાઈ અને સામાન્ય માણસને સ્પર્શતી સમજશક્તિ ખાસ દેખાઈ આવે છે. કલ્પનાના વિહાર કે અર્થગામ્ભીર્યની આશા રાખનારે આમાં કાલક્ષેપ કરવાનો નથી. સાદી ને સીધી શીખામણની વાતો, સરલ પ્રાસવાળી પદ્યરચના અને નરી નિખાલસતા એ એમનાં લાક્ષણિક તત્ત્વો છે. જૈન ધર્મ અને જૈનમુનિઓ પ્રત્યેનો સદ્ભાવ જેટલો તરી આવે છે તેટલો જ હિંદુ ધર્મે સ્વીકારેલા ગુરુઓ પ્રત્યેનો તેમનો આગ્રહ છે. રાસ, ભજન અને

સુભાષિતોમાં તે સે ક્રમાનમને પહોંચી જાય છે અને યોગ્ય કદર અને આવકાર મળતાં એ સ્થાનમાં ચાલુ રહેતાં અને આગળ વધતાં તેમને વિલમ્બ નહિ લાગે એવી હું આશા રાખું છું.

કવિ બોટાદકરે કંઇક એવા જ સંજોગોમાં પ્રતિકૂલતાઓ સામે પોતાની દૃષ્ટિ અને આદર્શ કાયમ રાખી, ધીરજને ખંતથી ગુજરાતી કાવ્ય સાહિત્યમાં પોતાની નામના જમાવી અને અમર કરી. કવિ મૂલદાસ પણ એ નઝર સામે રાખી બીજાઓને પ્રસન્ન કરવા જ નહિ પણ તેમને દોરવા ને અર્વાચીન સમાજનું તાદૃશ ચિત્ર આપવાનું કાયમ રાખશે તો એ જાતની નામના તેમને પણ દુર્લભ નહિ થાય. ચારણી અને સંસ્કૃત કાવ્ય પદ્ધતિને સાંકળવાનો એ અવનવો અખતરો તો થશે જ.

મોરબી
મહા શિવરાત્રી
૧૯૩૩

જયન્તકુમાર મણિશંકર ભટ્ટ
એમ. એ, પી. એચ. ડી.

# કંઈક

હું સદ્‌ગુણાલંકૃત બાલબ્રહ્મચારીજી સ્થાનકવાસી જૈનસંપ્રદાયના પંડિત મુનિ મહારાજ શ્રી. છોટાલાલજી સ્વામીજીના દર્શનાર્થે મોરબી ગયો. ત્યાના શ્રી. સંઘનો સંપ, વિનય અને ઉત્તમ-ધર્મપ્રેમ, ગુરૂભકિત તથા પરોણાગતની પ્રેમભરી પ્રથા ભાળી. તદુપરાંત પંડિત મહારાજશ્રીના વ્યાખ્ન શ્રવણથી મને નવાં નવાં કાવ્યો રચવા ખંત વધી.

મ્હારાં કાવ્યોની શ્રી. મોરબીનાસુજ્ઞ સંઘે સારી કદર કરી, મ્હને પ્રમાણપત્ર આપ્યું. વળી લક્ષ્મી અને સરસ્વતિ, શેકયોના કંકાસથી કંટાળેલ મ્હારા મનને અમાઉથી ગ્રાહક બની, પુસ્તક છપાવવા પ્રેમ-ભર્યો પડકાર કર્યો. તેવા શ્રી મોરબીના સંઘનો ઉપકાર હું કેમ ભૂલી શકું ?

વળી તે અરસામાં 'બહુરૂપી' પત્રના તંત્રી શ્રી. ચંદુલાલ જેઠાલાલ વ્યાસ પણ મહારાજશ્રીના દર્શનાર્થે આવેલા તેમણે પુસ્તક છાપી આપવા તથા પ્રુફ તપાસવાની તકલીફ ઉઠાવવા હા કહી. તો તેઓશ્રીનો પણ મ્હારા ઉપર ઉપકાર થયો કેમ ન કહેવાય ?

મ્હારા આ ઉપદેશ બિન્દુઓ નામક કાવ્યપુસ્તકની પ્રસ્તાવના મોરબી હાઇસ્કુલના પ્રીન્સીપાલ શ્રી. ડો. જયન્તકુમાર મણિશંકર ભટ્ટ. એમ. એ., પી. એચ. ડી. જેવા સમર્થ વિદ્વાને લખી આપી મ્હારા પર ઉપકાર કરી મારો કાવ્યપ્રેમ વધુ—વિકસાવ્યો છે એ તો હું મ્હારા મહાન સદ્‌ભાગ્ય સમજું છુ અને એ માટે તેમનો આભાર માનું છુ.

સંવત ૧૯૯૩ જન્માષ્ટમી. } કવિ મૂળદાસ મોહનદાસ ફલા.
ફેદલા

# શ્રીમાન પરમ પુનિત સાક્ષાત સેવામૂર્તિ શાન્ત સ્વભાવી પરમોપકારી શ્રી લક્ષ્મીચંદ્રજી મહારાજના ચરણાર્વિંદમાં

( હરિગીત )

શ્રી દિવ્ય દીવાકર સમા, ગુરૂરાજ લાધાજી અતી,
આચાર્ય જૈન સમાજના, જામી જગતમાં કીરતી;
અમૂર્તિ પૂજક જૈનમાં, પિચુમંદ પૂરી શોભતી,
તે સંપ્રદાય શિરોમણી, ગુણી જ્ઞાની ને ગાદીપતિ. -૧
શુભ શિષ્ય શ્રી ગુરૂદેવના, આનંદશશિજી શોભતા,
શાન્તિ ક્ષમા ને ધૈર્યતાદિ, ગુણ તેજે દીપતા;
એ હર્ષચંદ્ર મુનિ તણા, ગુણવંત શિષ્ય મનોહરા.
નયણાં ઠરે દર્શન કર્યે, ને પાપ તાપ જતા પરા.
મુનિરાજ લક્ષ્મીચંદજી, શુભ શાન્ત માયાળુ ખરે,
સાક્ષાત સેવા મૂર્તિ હા, ભાળી અમે અવનિ પરે;
લઘુ પુષ્પ આ મુજ કાવ્યનું, ગુરૂરાજ તવ પાદાંબુજે,
સ્નેહે ધરૂં સ્વિકારશો, મૂલદાસ મન અભિલાષ એ. -૨



(કુંડલીયા)

બાલ બ્રહ્મચારી તણું, ઉમદા રૂપ અનૂપ;
લાયક લક્ષ્મીચંદજી, સાચુ આપ સ્વરૂપ;
સાચું આપ સ્વરૂપ, ક્રોધ શું હશે જ એવું;
આવ્યું સ્વપ્નું હોય, કદી નહિ ભાસે તેવું.
સેવાભાવી સ્વામીનું, જીવન શુભ સોહામણું;
મૂલદાસ તે શું કહી શકે, બાલ બ્રહ્મચારી તણું ?



# પ્રમાણપત્ર

કવિરાજ શ્રી મૂળદાસ મોનદાસ નિમાવત,
મુ. ફુલ્લા-જામનગર સ્ટેટ.

તમારી કવિત્વ શકિત અને ઐતિહાસિક દૃષ્ટાંતો કહેવાની સુંદર પદ્ધતિ અને વિશેષમાં તમે રામાનંદી સંપ્રદાયના સાધુ હોવા છતાં જૈન ધર્મ પ્રત્યેની અભિરૂચી તેમ જ તેનાં તત્ત્વોનું નિરૂપણુ કાવ્યદ્વારાએ કરી, એ રીતે તમે જૈન ધર્મની સેવા બજાવો છો. તેથી શ્રી. મોરબી સ્થાનકવાસી જૈન સંઘ પોતાનો સંતોષ જાહેર કરે છે અને પરમ કૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના છે કે દિન પ્રતિદિન તમારી કવિત્વ શકિત વધુ ને વધુ ખીલો અને સફળતા પ્રાપ્ત કરો, એજ અભિલાષા.

| | |
|---|---|
| મોરબી વીર સંવત ૨૪૬૩<br>વીક્રમ સંવત ૧૯૯૩ ના<br>મહાવદ ૧૪ ગુરૂ:<br>તા. ૧૧ માર્ચ. સને ૧૯૩૭ | **શેઠ વીકમચંદ અમૃતલાલ**<br>**નગરશેઠ.**<br>શ્રી. મોરબી સ્થાનકવાસી જૈન સંઘ. |

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા

# વિદ્વાન જૈન મુનિ શ્રી છોટાલાલજીકૃત પુસ્તકો

મણકો ૧ વિદ્યાસાગર ભાગ ૧ રૂ ૦-૮-૦
„ ૨ „ ભાગ ૨ રૂ ૧-૦-૦
„ ૩ સદુપદેશ કુસુમમાળા (છઠી આવૃત્તિ) ભેટ
„ ૪ માંદાની માવજત [નથી]
„ ૫ શ્રી ભક્તામર મંત્ર માહાત્મ્ય [બીજી આવૃત્તિ] ૨-૦-૦
„ ૬ વિશુદ્ધ પ્રેમપ્રવાહિની ૦-૧૨-૦ [નથી]
„ ૭ પૂ. શ્રી લાધાજી સ્વામી જીવન ચરિત્ર [બીજી આવૃત્તિ] ૦-૮-૦ [નથી]
„ ૮ વિદ્યાસાગર ભાગ ત્રીજો [છપાશે]
„ ૯ ઇશ્વરસ્તુતિ [અ. સું. પઢીયારકૃત] ૦-૧-૬
„ ૧૦ મદાધની મસ્તી [બીજી આવૃત્તિ] ૦-૧-૬
„ ૧૧ મ્હારી વિતક વાર્તા ૦-૪-૦ [નથી]
„ ૧૨ પવિત્ર પ્રમદાનુ પરાક્રમ [કથા] ૦-૧૦-૦
„ ૧૩ શ્રી લઘુ કાવ્ય બત્રીસી [કાવ્યો] ૦-૮-૦

મણકો ૧૪ અપવિત્ર વસ્ત્ર વિરૂદ્ધ પવિત્ર ખાદી ચિત્રો ભેટ
„ ૧૫ લાખા પટેલની સોકડી [બોધકવાર્તા] ભેટ
„ ૧૬ શ્રી લઘુ સદ્બોધ પુષ્પમાળા [બીજી આવૃત્તિ] ભેટ
„ ૧૭ ત્રિરત્ન ભેટ
„ ૧૮ સામાયિકસૂત્ર ભેટ
„ ૧૯ બે હાથ જોડી [સર્વ માન્ય પ્રાર્થના] ૦-૪-૦
„ ૨૦ સામાયિક પ્રતિક્રમણ [નથી]
„ ૨૧ નવરત્ન [ભેટ]
„ ૨૨ શ્રી પ્રશ્ન વ્યાકરણ સૂત્રનો ગુજરાતી અનુવાદ ૦-૧૦-૦
„ ૨૩ માયાવી સંસાર [રસમય નવલકથા] રૂ. ૧-૪-૦
„ ૨૪ શ્રી રાયપસેણિય સૂત્રનો ગુજરાતી અનુવાદ ૦-૧૦-૦
„ ૨૫ પાંચ જ્ઞાનનો નકશો ૦-૨-૦
„ ૨૬ ઉપદેશબિન્દુ (કવિ શ્રી મૂ. મો કૃત) ૦-૪-૦
„ ૨૭ ધ્યાનદીપ (છપાશે)
„ ૨૮ ભૂલી જવાં શીખો (મો. પા. દવેકૃત) ૦-૦-૬

ભેટના દરેક પુસ્તક દીઠ ૧ આનો પોસ્ટેજનો મોકલવો.

## પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલય

ઠે. બાહેલાપરા લીંબડી કાઠિયાવાડ બી. એસ. રેલ્વે.

# ઉપદેશબિન્દુઓ

ॐ श्री पार्श्वं

## श्री गणपति स्तुति

[ શાર્દુલવિક્રિડિત ]

ૐકારા કૃતિ મૂખ દુઃખ કરતા, દાતા નવે નિદ્ધિકે;
ગૌરીનંદ ગનેશ કલેશ હરતા, ભર્તા રિધી સિદ્ધિકે.
ભાલેં બાલ મયંક વંક દિપતે, માલા ગલે પુષ્પકી;
સ્હોતે મોદિક આહાર પ્યાર ઉનપેં, સ્વારી અછી મુષ્કકી.
જે જે જે તન લાલ બાલ ભવકે, એકારદી સૂમતી;
દે દે દે સદ્બુદ્ધિ શુદ્ધિ હમકો, કાટી સબે કુમતી.
બંદો દો કર જોડ કોડ પુરહું; કરકે મયા મોપરેં;
યાચૌં મેં મૂળદાસ ખાસ ઈતના, હો સ્હાય લંબોદરે.



## ॐकार जाप

[ મનહર ]

ૐકાર ઉચ્ચાર ચાર, વાર વાર ધરી પ્યાર,
તુર્તહીં તુમ્હાર પાર- બેડી હોઈ જાવેંગી;
ઊન જાપકો અતાપ. હૈ અમાપ યહી ક્ષિતિમેં,
રિતિસેં પઢતે રિદ્ધિ, આપેં ચલ આવેંગી.

મંત્રનકો સાર સબે, મોંઘો યહ મંત્ર ધાર,
રટ લે ધર પ્યાર પીર, કબુ ના સતાવેંગી;

હાખે દાસ મૂળદાસ, સ્વામિ લઘુલાલ પાસ,
શિખો મિકાશ મગ, મોક્ષકી દીખાવેંગી.



## पंच परमेष्टी स्तुति

[ શાર્દુલ ]

બંદૌં શ્રી અરિહંત ખંત ધરીને, બંદૌં પ્રભુ સિદ્ધજી.
આચાર્યે પદ વંદના જ બસ હો, બંદૌં ઉપાધ્યાયજી.

બંદી સાધુ સપ્રેમ ક્ષેમ ચહી હું, નિર્મોહીયે સંતજી.
એ પંચે પરમેશ ક્લેશ હરજો, સૌના સદાયે રીઝી.



## श्री अरिहंत स्मरण

[ સવૈયા ]

શ્રી અરિહંતન કે સુમરે, તુમરે સઘરે અરિ દૂર હટેંગે;
દૂર ભયે અરિતેં સુધરી બુધ, તોર કુબુદ્ધિ તુરંત મિટેંગે.

જાન કુબુદ્ધ ગયે જીવ સુંદર, શિવ સ્વરૂપ બરે પ્રગટેંગે;
કે મૂળદાસ તુમાર અરિદલ શ્રી અરિહંત જરૂર કટેંગે.



## श्री सिद्धप्रभु स्मरण

[ સવૈયા ]

વિઘ્ન વિદારણ પાર ઉતારણ, તારક આ ભવ-નાવ મજેનું;
જાકર નામ જપી નર પાવત, સિદ્ધિ અને નવ નિદ્ધિ ઘરેનું.
નામ લિયે ન રિંએ રજ સંકટ, ઇચ્છિત સર્વ ફળે શુભ હેતુ;
તે લઘુલાલ તણું શરણું ગ્રહી, કયોં મૂળદાસ ન સિદ્ધ ભજેતું?



## गुरुराज श्री लाधाजीस्वामी स्मरण

[ મંદાક્રાંતા ]

શ્રી લાધાજી સુગુરુ ચરણે, શીશ સ્નેહે નમાવી;
વંદુ જેણે મુજ જીવનની, મોહ વ્યાધિ મિટાવી;
મ્હારા જેવા લઘુ તનુજને, શાસ્ત્ર ભેદો શિખાવી.
અર્પ્યું આહા અજબ મુજને, જ્ઞાન મ્હારો બનાવી.



## सरस्वति स्तुति

[ઇંદ્રવિજય]

ભારતિ માત મયાકર મોપર, ચત્રભુજા તનુજા વિધિ કેરી,
વાહન હંસ વિણા કરધારનિ, તારનિ તું મમ માત વડેરી;
તું જગપાવનિ તું જ નિપાવનિ, શોક નસાવનીં દાનીં ઘનેરી,
કે મૂળદાસ વસો રસના મમ, વિનતિ માત સ્વિકાર હમેરી.



## आचार्यजी वंदना

[ શાર્દુલ ]

આચાર્યે પદ વંદના જ બસ હો, પાળે સદાચાર જે,
અન્યોને પળવે જ રીઝ ધરિ તે, થાતા ખફા ના જ એ;
છત્રીસે ગુણ ગેહ જેહ સમતા, ધારી સદા સર્વદા,
જેનાં દર્શ હમેશ ક્લેશ હરતાં; સ્વામિ લઘુ લાભદા.



## साचा संतनां दर्शन

[ શાર્દુલ ]

જેનાં દર્શન માત્રથી જ દિલમાં, શાંતિ દયાનાં સ્ફુરે,–
અંકુરો ભરપૂર, ક્રૂર વૃત્તિની, વ્યાધિ બધી વિસરે;
જ્યાં ના કામ કરોધ લોભ મદનો, વાસો કદીએ અરે,
પ્રાણાતે પરહિત નિત્ય કરવા, જેને તમન્ના ખરે.
રાજા, રંક, શશંક વંક સહુને, ખાસા દિલાસા દઇ,
વાળે છે નિતિ પંથ તંત તજવી, શાણા સુમિત્રો થઇ;
પોકારે નિત વેદ ભેદ નથી જ્યાં, તારા અમારા તણો,
નિંદા કે સ્તુતિ એક છેક સરખાં, લેખે જ સંભાપણો:
લેવાને ચિર પ્રેમ નેમ ધરીને, જાયા અહો જેહ છે,
દાહવા ! સાધ્ય અબાધ્ય શ્લાધ્ય જગમાં, શાંતિ તણા ગેહ છે;
કરતા મારૂ અમાપ આપ બળિયા, હોવા છતાં સર્વને,
જ્ઞાતા ને વિદ્વાન મ્હાન તદપિ, ધરતા નથી ગર્વને.
એવા સંત મહંત ચંત સ્થિરના, શીલે સદા નિર્મલા;
મિલ.ના મૂળદાસ ખાસ અમને, હો દો હિતેચ્છુ ભલા.

## पोतामां ज प्रभु छे.

[ ભૈરવી ]

ગોત્યો કાં ન જડે, વિશ્વંભર ગોત્યો કાં ન જડે....ટેક.

કોઇ બતાવે ઝાડે પ્હાડે, કોઇક ઊંડે જળે;
કોઈ કહે મંદિર મસ્જીદમાં, એમ અનેક સ્થળે....વિશ્વં.

કોઇ કહે પૂરવ કે પશ્ચિમ, કોઈ ઉત્તર દક્ષિણે;
કોઈ કહે પેઠો પાતાળે, અગર ગગન મંડળે....વિશ્વં.

પેસી ગયો પોથીમાં કો કહે, કો તુલસી પીંપળે;
કોઈ કહે છે કુરાન કાબે, અથવા અક્ષય વડે....વિશ્વં.

અંધશ્રદ્ધાળુ એમ સુણીને, અવનિમાં આથડે;
મૂળદાસ લઘુલાલ શરણથી, પૂર્ણ ખબર ઝટ પડે....વિશ્વં.



## गौमातानो पोकार

[ ગઝલ સોરઠી—તાલ મનહર ]

ભારત કે વીર પ્યારે, ગૌમાત યું પુકારે......એ ટેક.

હમ ચરન બનકોં જાવેં, તૃણ જો મિલેસો પાવેં,
કિસિકા ન દિલ દૂભાવેં, કહો કયા કસુર હમારે....ભા.

દહીં—દૂધ—ઘી ઘનેરે, અચ્છે જીવન તુમ્હેરે,
દેતી હું બેર બેરે, તલ્પે બચ્ચેં હમારે....ભા.

બચ્ચે હમારે બળદો, સહી ભૂખ દુઃખ તડકો;
ધન ધાન્ય ને સુવસ્રો, દેતે ન દિલ વિચારે....ભા.

હમકો કસાઇખાને, બિકતે હો બિન પિછાને,
નાહક ગલા કટાને, અફસોસ યેહી ભારે....ભા.

મ્હાતે સ્વરાજ લેના, એસે કભિ મિલે ના;
જબલોં હમેં બચે નાં, પશુધન અચ્છે તુમ્હારે....ભા.

તુમ પૂર્વજો હમારે, પહિલે ચરન પખારે;
વોહ દિન કહાં સિધારે, અબ હોત ક્યો સંહારે....ભા.
કિસિકો નહિ સતાવે, ગુનખાની ગૌ કહાવે;
મરતી હમેં બચાવે, સો વીર કહા સિધારે....ભા.
મૂળદાસ ગૌ મૈયાકી, લેલો અશિષ પક્કી,
કુછ લાગણી દયાકી, રખસો જરૂર પ્યારે....ભા.



# माता–महेताजी

[ ગઝલ ]

સુધરવાનો સરસ શાણા, બધો આધાર આલમનો;
ન કોઇ અન્ય વ્યક્તિપર, વગર માતા મહેતાજી....૧
કરી દરિયાફ જોશો તો, જરૂર સઘળુંય સ્હમજાશે,
ભવિષ્ય ઘડનાર બાળકનું, જુઓ માતા મહેતાજી....૨
તરફ તે બેકદર રહીને, ચહે કલ્યાણ ભારતીઓ;
સુધાર્યા વિણ બને ક્યાંથી, અરે માતા મહેતાજી....૩
પખાલે ડાંભ દીધાથી, મટે જો દર્દ પાડાનું,
ગ્રહે તો હિંદ આબાદી, વગર માતા મહેતાજી....૪
ગુલામડી–મા–મજુર–મ્હેતા, મટી–દેવી–ગુરુરાજા,
થયે ઇચ્છિત મેળવશો, જરૂર માતા મહેતાજી....૫
ચહો હિત દેશનું જો તો, કહે મૂળદાસ બસ તો તો,
સુધરવાને કરો યત્નો, પ્રથમ માતા મહેતાજી....૬



# જીવદયા

[ ભજન ]

પાગ્યો પદારથ પાકો, મનુષતન પામ્યો પદારથ પાકો;
ગુમાવીશ માં ગાફલ થઇને, હાથ ચડેલ હીરાકો...ટેક.

કીટ, પતંગ, પશુ, પંખી કેરા, ફોગટ ફરન ફેરાકો;
અળસાવી દે એ અકળામણુ, જનમ મરણુ જરા કો—મનુષ.

લાખ ચોરાસી ફેરા ફરતાં, દુર્લભ જે દેવતાકો;
પૂણ્ય ઉદયથી પામ્યો પ્રાણી, માંડ દેહ મનુષાકો—મનુષ.

માત, પિતા, સુત, કુટુંબ, કબીલા, કામની કે તુજ કાકો;
ભાઇઓ પણુ એ ભે નહિ ભાંગે, જબરજસ્ત જમડાકો—મનુષ.

શ્રીમંતાઇ ને રાજસાહ્યબી, ધન ને ધામ ધરાકો;
હજી ઉપયોગ કરી લે હાથેં, આપી દાન ઉમદાકો—મનુષ.

ગરિબ, તવંગર, અજ, ગજ, ગાડર, તન સહુ સરખાં તાકો;
જીવન વ્હાલું સહુ જીવોને, કથન કુરાન કથાકો—મનુષ.

સારૂં લાગતું હોય સુખ તો, સુખ દે તું સઘળાકો;
લેશો નહિ સુખ, કદિ લીધા વિણુ, દિનજન કેરી દુવાકો—મનુષ.

છોટાલાલજી સ્વામી શરણુ રહી, ત્યાગી મોહ મમતાકો;
મૂળદાસ કહે મંત્ર મજાનો, શિખ લે જીવદયાકો—મનુષ.

## प्रभु तने केम करीने रीझावुं ?

[ ભૈરવી: કૃષ્ણ કરે તે ઠીક કરે છે—એ રાગ ]

ફલ ન પરત જગદીશ કિસ બિધ, આપકો નાથ રીઝાવું મૈં?
કંઈક કલા બતલાવ દયાનિધ, વિનવું પડકર પાઉં મૈં.
—ફલ ન.

કોઉ કહે વ્રત, જપ, તપ, કર લે, કોન પંથ પ્રભુ જાઉં મૈં?
અલગ અલગ સબકો બતલાવત, ઉનસેં ઉર મુંઝાઉં મૈં.
—ફલ.

સૂર્ય, શશી, વિદ્યુત, સરજનકો, દીપક કયા દિખલાવું મૈં?
ગગનભેદી ઘન ગરજાવનકો, શંખકો કયા સુનવાવું મૈં?
—ફલ.

ઉદરમેં ભૂધર તુમ પોષે, વ્હો કયા નાથ બતાવું મૈં?
જન્મ પહિલે પય પૈદા કિય, તિનકો કયા જીમવાવું મૈં?
—ફલ.

બાર હિ બાર બિચાર કરૂં ફિર, તવ ગત પાર ન પાઉં મૈં;
મૂળદાસ લ્હુલાલ શરણ ગ્રહી, સમજ મુજબ ગુન ગાઉં મૈં.
—ફલ.



## ज्योतिर्धर

[ પ્રભાત ભૈરવ: જા જા નિદ્રા, હું તને વારૂં—એ રાગ ]

જાગ્યો જોગી જ્યોતિર્ધર જગનો, સૂતો હિંદ જગાવા ને;
માતૃમુક્તિના મંત્રો મોહન, ગુણીયલ ગાંધી ગજાવા ને—જાગ્યો.

ઢાલ ક્ષમા ધરી ધર્મ ધીંગાણે, અડગપણે અથડાવા ને;
દિતની પડે અલબેલા આજે, માતૃબંધન છોડાવા ને—જાગ્યો.

સુંદર ટોપ સુખખ્તર ખાદી, દેશી વેશ દીપાવા ને;
શાન્તિ તણી સમશેર ધરીને, કરી યાહોમ કુદાવા ને—જાગ્યો.

આદરીને અહિંસાત્મક યત્નો, અઝડ અરિ અપનાવા ને;
લાખેણો નિજ દેશ લૂંટાતો, બુદ્ધિબળેથી બચાવા ને—જાગ્યો.

આગેં કોઇ લડયા નથી એવી, લડત અનોખી લડવા ને;
ભેદ ભૂલાવી હું-તું ના ભાવે, ભારતી માત્ર ભળાવા ને—જાગ્યો.

કે' મૂળદાસ મહાત્મા મોહન, ગાંધીજી જ્ઞાન બતાવાને;
સરલ સુમંત્ર સ્વતંત્ર થવાનો, પ્રીતેં પાઠ પઢાવા ને—જાગ્યો.



## वीर—वाणी

[ પ્રભાત ઝૂલણા : રાત રહે જ્યાહરે પાછલી. ]

ઉઠી અરિહંતમાં, ખૂબ રહીં ખંતમાં,
સિદ્ધમાં શ્રાવકો ચિત્ત ચોડો;
વીર મહાવીરના, બાલ બાહીરના,
ક્રોધ ને મોહનાં માન મોડો—ઉઠી. ટેક

શુદ્ધ કરી આતમા, પુનિત પરભાતમાં,
પ્રથમ પરમાતમા સમર કોડે;
સરલ શુભ શ્રાવકો, સુખદ સામાયિકો,
લાયકો હોય તે કેમ છોડે?—ઉઠી.

કરમ રૂડાંથકી, ધરમ જિનરાજનો,
પરમ તું પામિયો ભાઇ આંહી;
ઉર દયા આણીને, સકલ જગ પ્રાણીને,
નિજ સમા જાણી દે સુખ કાંઇ.—ઉઠી.

નમી ગુરુ ચરણુમાં, બેસી પ્રતિક્રમણુમાં,
સૂત્રના શ્રવણુમાં કાન ધરને;
મમતને મેલી દઈ, ગરિબનો બેલી થઈ,
શક્તિસમ ભાઇ કંઇ, દાન કરને.—ઉઠી.

મુનિ લઘુલાલજી, જગતજંજાલથી,
અલગ રહી વ્હાલથી વીર વાણી;
શ્રવણુ મૂળદાસ કર રાખી વિશ્વાસ નર,
મહદ્ શિવસુખ વર ધીર આણી.—ઉઠી.



## भारत आंसुडां

[ ગઝલ ]

અરેરે ! આંસુડાં તુજને, કયા શબ્દેથી સંબોધું ?
અજબ ગત પેખું ઇશ જેવી, ન સહમજ્યું ત્હોય શોધું છું...૧

સુહૃદ્ સ્નેહિ તણા મિલને, વિયોગે બેઉ વેળાએ;
ઉછળતા તવ પ્રવાહોને, કયા શબ્દેથી સંબોધું ?...૨

લજાને એ રજા દઇને, સજતમાં પણ મજા આવે;
કજાથી યે નિડર થઇને, તને કયા શબ્દે સંબોધું ?...૩

વહન તુજ આત્મગ્લાનિના, ઉંડેરા કૂપમાંથી કે;
હૃદય આલ્હાદ ઉદધિથી, હશે થયું કયાંથી કયાં શોધું ?...૪

વળિ કદિ સ્નેહ અગ્નિની, સળગીને આંચથી ઉની;
થવા આંખો ન દે ભીની, બનાવી દે મનુજ બોધું...૫

ભીની થઈ આંખડી તમથી, ઘવાયાં હર્ષ કે ગમથી;
બતાવી આપતું મનની, ગતિ તવ કેમ અવરોધું ?...૬

વિયોગે સ્નેહીના વખતે, કદાપિ તું ન આવે તો;
જીવન સંનિપાતવાળુ એ, બની જાયે હતું ન્હોતું...૭

વધામણી માંહ્ય પણ વહેલાં, ૠડાવા પોક પણ પહેલાં;
અરે, હો આવી ઉભેલાં, મચેલાં કે ગરીબ નોંધું ?...૮

ભલે કંઇ આશયે રૂડાં, તમે આ કુડાં આંસુડાં;
હશો અહીં આવતાં આવો, દિપાવો યંત્ર આંખોનું...૯

મને મૂળદાસ મોઘેરૂં, પ્રભુજી ને તમો કેરૂં;
અરે અસ્તિત્વ લાગે છે, મહામોલું અતિ મોંઘું...૧૦

પરંતુ માત ભારતની, અહોનિશ આંખડી ભીની;
રહ્યાં છો રાખીને એ તો, નક્કી બસ નીચતા નોંધું ?...૧૧



## इतनाय क्युं करता नहि ?

[ગઝલ]

તેરે નામકે હરદમ હમેં, પુકાર કર કરકે થકે;
બિમાર હો કુછ કાનકે, માલિક કયું સુનતા નહિ ?...૧

ભાષા હમેરી મેં ન સ્હમજો, યા મીઝાઝી દિલ્ હો;
ઈશ્વર ઇશારા આંખકા, યા હસ્તકા કરતા નહિ...૨

કયા કસુર કુછ ઔર હય, બોલો નહિ તો ભેજ દો;
સ્વીકાર કે ઇન્કાર હય, કાગઝ ભી કયું લિખતા નહિ ?..૩

સુનતા સ્હમજતા હો ન તો, તુંમ અંતર્યામી નામકો;
કુછ એબ હય કે નહિ ભલા, વો ભી તું કયું ગિનતા નહિ ?...૪

એક હય જીવ શિવ બસ, વામેં કછુ ભિન્નતા નહિ;
વેદો વચન કયા જૂઠ હય, તુમ તો હમેં ચિનતા નહિ ?...૫

નિષ્ઠુર અય મત નાથ હો, જુજ શર્મ રખ્ખો બિરદકી;
શિરતાજ હમકો લાજ નહિ, કયા આપ કોઇ પરવા નહિ ?...૬

મૂળદાસ મુઝકો ગિન કભી, તુમ કિસ તરહસેં હો ખુશી;
જોહો રસ્મ તો બતલા ભલા, ઇતનાય કયું કરતા નહિ ?...૭

# पांडव ने पडकार

[ લાવણી ]

મરી જાય છે કૈંક માનવી, આપણને પણ મરવું છે;
જબર ઝપાટા જમરાજાના, એમાંથી ન ઉગરવું છે;
તરીએ એકાંતરીએ તાવે, એમ દરદના ઓઘું છે;
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૧

પડે ભીંત કે ભેખડ ભાઈ, લાહ્ય અગન લઈ જાય કદિ;
જળમાં ડૂબી જાય ઘણા જણ, મારી નાંખે કોઈ મદી;
આપઘાતથી કૈંક સાધને, સમજ મરણ બહુ સોંઘું છે;
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૨

ભૂંડી રાંડો, મરદ હીજડા, મા-મા કહીને પોક મૂકે;
જતિ જનેતા વણઇચ્છાએ, દેખી આંસુડાં નવ લુછે;
જીવન એવું જીવ્યા કરતાં, કહો મરણ શું ખોટું છે?
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૩

માત ગયે માશીબા જાશે, રમા-શારદા જાણ નકી;
એમ ઓથ એ ત્રણની જાતાં, કહે રહીશ કયાં સુધી ટકી?
તેથી તો લડી અમર નામ કર, મોત મરતણા સોતું છે;
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૪

ભૂંડે હાલે ભારતના ભડ, રહી કહે શું કરવું છે?
કૌરવ દળથી કંપી અર્જુન, પાંડવ નામ લજવવું છે?
બાપની જાતાં બની બાયલા, કાળું કરવું મોઢું છે;
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૫

ભારતના સંતાન ભીમડા, ભડ થા ભાઈ યુધિષ્ઠિરના;
સાથે લઈ સહદેવ નીકુલને, પડ મયદાને હા ડર માં;
કાયર કંપે રણ મયદાને. શૂરવીરને મન મોજું છે,
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૬

જીતો તો જીવો બેલાશક, નહિ તો સંગ્રામે જ મરો;
પરાધીનતાના ટુકડાથી, ભુકડા મ્હોંમાં ધૂળ ભરો;
મારો, મારો, દુશ્મન કાઢો, ઓઢણું શું શિર ઓઢયું છે?
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૭

મા ધરધે ને ચોખા ખાએ, એ તો જગમાં મ્હેણું છે;
પુતર પણ ધી જેવા કેવા, એમ સહુનું કહેણું છે;
પરની એ પેદાશ પાપણી, લાજ વગરની લોથું છે;
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૮

હિમ્મત હારી શું બેઠા છો? કુંતાનાં પય લાજે છે;
હાલો હાલો હું સાથે છું, એ હીજડ શું ગાજે છે?
કૃષ્ણ કહે મૂળદાસ બનો શિદ, શું તમમાં બળ ઓછું છે?
માતૃમુક્તિના માટે મરવું, મરદ મરણ એ મોંઘું છે....૯



## सतसंग महीमा

[ હરિગીત ]

તરુકલ્પની છાયા તળે, ઇચ્છિત નહિ મેળવાય તો;
શાને કહો તરુકલ્પનો, મહીમા ઘટી ના જાય તો;
કદિ સ્પર્શ પારસનો કરી, લોહું ન કંચન થાય તો;
પારસ નહિ પથરો અરેરે, કેમ નહિ કહેવાય તો?
વળી સંતના દર્શન થયે, પાપો બળી ના જાય તો;
સત્સંગને શાને સદા, બ્રહ્મા હરિહર ચાહ્ય તો?
હા તેમ ભૂપત ભેટથી, દારિદ્ર અલગ ન થાય તો;
શાને કવિ ભક્તિ તજી, મૂળદાસ નૃપ ગુણ ગાય તો



## अदेखाने अर्पण

[ ગઝલ ]

અદેખા આંખ ત્હારીમાં, ભર્યું છે ઝેર ભારી કાં ?.—ટેક.
પરાયું જોઇને સારૂં, બળે કાં કાળજું ત્હારૂં;
નથી લવલેશ વળનારૂં, છતાં મર જખ્ખ મારી કાં ?. અદેખા.

થશે ધાર્યું નક્કી હરિનું, કરે શીદ કામ તું અરીનું;
સમજ નથી સૂઝતું ઘડીનું, અયશની બાંધ ભારી કાં ?. અદેખા.

ઋતુ વરસાદની જામે, લતા તરુ પત્ર સહુ પામે;
બળી થા ખાખ તું આમે, જવાસા દ્વેષધારી કાં ?. અદેખા.

જીવન માનવ મળ્યું શાણા, તજી ઈર્ષ્યા તણાં ગાણાં;
દઈ લઇ પ્રેમનાં લ્હાણાં, મજા જો શી છે યારીમાં...અદેખા.

ભલે હરિફાઇમાં પડજો, અદેખાઇને પરહરજો;
ગરલ મૂળદાસ ના ભરજો, સુધા સમ આંખ ક્યારીમાં...અદેખા.



## महोबत सर्व मतलबनी

[ ગઝલ ]

તપાસી દેખ બંદા તો, મહોબત સર્વ મતલબની,..ટેક
સુગંધી હીન પુષ્પોની, મધૂપો ચાહુ ત્યાગીને;
મરે રડી કુંજમાં રજની, મહોબત સર્વ મતલબની....૧

પઢે કાજી કુરાનો ને, લગાવે ધૂન આયતની;
ભણે ભટ પોથી ભાગ્વતની, મહોબત સર્વ મતલબની....૨

તજી ગાવું પ્રભુગુણનું, કવીશ્વર હાલ ત્યાગીને,
કરે કવિતા ખુશામતની, મહોબત સર્વ મતલબની....૩

તલબ મતલબ તણી મોટી, ઠરાવે સાચી ને ખોટી;
જુબાની હોય ગડ જજની, મહોબત સર્વ મતલબની....૪

પિતા માતા બંધુ ભગિની, સ્વસુર સાળા સુવન પત્ની;
સહુની સ્વાર્થમાં લગની, મહોબત સર્વ મતલબની....૫

મતલબે માનવી સઘળાં, પરસ્પર પ્યાર બતલાવે;
સરે મતલબ ઘટે અલબત, મહોબત સર્વ મતલબની....૬

તજી દેઇ વાત ખટપટની, બની મૂળદાસ હર ભજની;
શિખામણ માન છેવટની, મહોબત સર્વ મતલબની....૭



## कलिकाल अब आयो

[ ગઝલ ]

જુલમ મુખ જાત ના ગાયો, અજબ કલિકાલ અબ આયો;
પિતુ માતા પઢાકરકે, બડે બાહોશ હય કરતે;
સબે સુત ભૂલ જાકરકે, કરત શઠ સેવ શરમાયો.—જુલમ

તનુજ તરિયાન કે સંગે, ફિરત ફૈટિનમેં ઉછરંગે;
જનક જનની ફિરે નંગે, તનક ઉર શર્મ ના લાયો.—જુલમ

નહીં તરની ધની સેવે, નયન પરસેં મિલા લેવે;
મુકી મરયાદકો નેવે, પતિવ્રત ધર્મ વિસરાયો.—જુલમ

પિતા પુત્રી બડી કરકે, બિકત ધન લોભમેં પરકે;
ન જોતે જોડ વર ઘરકે, અહા હા ! કયા બખત આયો.—જુલમ

સવિતા સૂત પતની કો, અનુજ કમબખ્ત ભગિનીકો;
ફસી મનમથ અગનીકો, ગિનત ના કયા ગજબ છાયો.—જુલમ

બઢી સંખ્યા વકીલોંકી, લૂટે લક્ષ્મી અસીલોંકી,
સચ્ચી જૂઠી દલીલોંકી, લગા કલ જગત ભરમાગો.—જુલમ

કરત ધનવાન મનધાર્યું, કસુર બિન જાત દીન માર્યું;
અદાલત મેં ભી અંધારૂં, પૂછત ના ભાવ કો ભાયો.—જુલમ
અનીતિ સબ જગહ છાઇ, નીતિ કંહી ના રહી ભાઇ;
કપટ ચતુરાઇ પથરાઈ, લિખત મૂળદાસ ગભરાયો.—જુલમ



## भक्तजन हो तो ऐसे हो

[ ગઝલ ]

બની બગ ભક્ત જગ ઠગમાં, ભક્તજન હો તો ઐસે હો....ટેક
જકર ગિરિવરસેં ગિરવા દે, ધગા કે થંભ જલવા દે;
તજ્યું ના નામ પ્રહ્‌લાદે, ભક્તજન હો તો ઐસે હો....૧
પીલાકર ઝેરકી પ્યાલી, ગલે બિચ ડાલે અહિ કાલી;
મીરાં ના ભૂલી વનમાલી, ભક્તજન હો તો ઐસે હો....૨
સગાળશા ના ચૂકે ધીરસેં, ચેલૈયો 'કાટી' તદબીરસેં;
ચંગાવતી સંતકો પીરસે, ભક્તજન હો તો ઐસે હો....૩
વંદ્રાવન રાસ જબ કા'ને, રચે બિચ હોય ગુલતાને;
જલતકર નરસિ ના જાને, ભક્તજન હો તો ઐસે હો....૪
લગાકે ચિત્ત દરશન મેં, સિધાયે ધ્રૂવજી બનમેં;
અહો, હા, છેક બચપન મેં, ભક્તજન હો તો ઐસે હો....૫
પુત્ર પત્ની સબે બેંચે, બિકા જલ નીચ-ઘર ખેંચે;
ધરમ હરિશ્ચંદ્ર ના બેચે, ભક્તજન હો તો ઐસે હો....૬
વસી વનવાસ કષ્ટ સહે, અવધ નૃપ રાજપદ ન ગ્રહે;
બની મૂળદાસ ભર્ત રહે, ભક્ત જન હો તો ઐસે હો....૭



## रेंटीयानो रास

[ આજ રસીયો ચાલ્યો રાસ મડળ રમવા—રાગ ]

આજ સજની દીપાવો રૂડું રેંટીએથી ઘર,
રેંટીએથી ઘર, દીપાવોને સત્વર..........આજ.

[સાખી]

રૂં રૂં ઝનનન ગાજીને, શું સંભળાવે સૂર,
સુખ સંપત જશ સાહ્યબી, હું આપીશ ભરપૂર.
હવે રાખીને ખાંત કાંત, આળસ પરહર........આજ.

[સાખી]

માતા વ્હેની કુળવધુ, થશો હશોજ ખચીત,
તનુજો ભર્ત્તા આપણા, થૈ બેઠા વિન વિત્ત.
જરા લાવીને રેંમ પ્રેમ ઉદ્યમ આદર..........આજ.

[સાખી]

માદા પશુ પંખી તણી, નિજ બચ્ચાંને માટ;
પ્રાણ અમોલાં પરહરે, માનવને ન ઉચાટ.
અરે, વાહવા નવાઇ બાઇ એ તો જબ્બર........આજ.

[સાખી]

થાક ટાઢ તડકો નહિ, પડે વેઠવો અંગ;
શિયળ નિભાવણ રેંટિઓ, આપે સુખ અભંગ.
અહા, રણણણ, ગણણણણ કરતો સુસ્વર........આજ.

[સાખી]

ગયાં ગોદડાં ને વળી, તરફાળો ચોફાળ;
હજુ સમજુ થા બેનડી, માનું તારો પાડ.
આપે યાદી મૂલદાસ. સાદી ખાદી વાપર........આજ.



# જીવ્યું જાણો સફળ ત્યારે

[ ગઝલ ]

અનાશ્રિત દીન દુભાયેલાં, અપંગ વિધવા તજાયેલાં;
તણી લ્યો ભાળ જઇ પ્યારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૧

હૃદય રોતાં કરી આશા, તમારી પાસથી ખાસા;
દિલાસા મેળવે જ્યારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૨

ગમે તે પંથ પંક્તિનાં, પરંતુ બાલ માલિકનાં;
ગણી નિજ આત્મવત્ ધારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૩

સમર્પેલી જગતતાતે, સત્તા, લક્ષ્મી, બુદ્ધિ, વિદ્યા;
ખરે ખર્ચો પરોપકારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૪

બની નાથો અનાથોના, સદા શુભ આદરી યત્નો;
મટાડો દુ:ખ જે વારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૫

ભૂલી જઇ ભેદ હું-તુંનો, ગરીબ ભોળાં ભલાં દિલની;
દુવા લઇ લ્યો જ સંસારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૬

તમારાં કાંઇ વર્ત્તનથી, જગતના કોઇ પણ જીવો;
દુ:ભાયે રજ ન જો ક્યારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૭

ન જગમાં કોઇ છે જેનું, બની તેના ભલું તેનું;
કરો મૂલદાસ થઇ જ્યારે, જીવ્યું જાણો સફળ ત્યારે....૮

## सबे मिजमान दो दिन का

[ ગઝલ ]

બુરા કર ના કભી કિન કા, સબે મિજમાન દો દિન કા....ટેક

ભલાઇ કર ભલા સબસે, બિગાર ત કોન મતલબસેં;
ભરૂસા નાંહિ પલ છિન કા, સબે મિજમાન દો દિન કા....૧

અહાહા! ફાની દુનિયાંકો, તજી અલબત્ત બિખરેંગા;
હુવા મેલા ચે પક્ષિન કા, સબે મિજમાન દો દિન કા....૨

અમીરો શાહ શાહજાદા, ગયે ઠેરી કમી જ્યાદા;
ઉઠાતા હુકમ સબ જીન કા, સબે મિજમાન દો દિન કા....૩

ઝખમ રૂઝે નહિ ઐસા, કભી કરના ન કિસ દિલપેં;
ચલાકર શસ્ત્ર બાનિનકા, સબે મિજમાન દો દિન કા....૪

અરે ચલના કભી હોગા, ન માલુમ હય કિસી દિલકો;
પુરાવા સચ્ચ પ્રાચીન કા; સબે મિજમાન દો દિન કા....૫

જલાકર નામ દ્વેષિન કા, કદમ બોસી લે પ્રેમિન કા;
સ્વર્ગ મેં વાસ હૈ જીનકા, સબે મિજમાન દો દિન કા....૬

નિવારી રોગ રોગીન કા, લૂછી આંખુ દુઃખી દિન કા;
સુની રત્ન લે અશીશન કા, સબે મિજમાન દો દિન કા....૭

અહર્નિશ હા! ભલા ચ્હાતા, જીગરસેં જે સ્વદેશાન કા;
બની મૂલદાસ જા તિનકા, સબે મિજમાન દો દિન કા....૮

## सर्व तजीने

[ ઓધવજીના સદેશાનો–રાગ ]

મારૂં મારૂં મનવા·અંતર આણુ માં,
વિચારશે તો તારૂં નહિ તલભાર જો;
ધન–દોલત તન ધામ કશાં ના કામનાં,
વળી ભરેલા માયાના ભંડાર જો.
સર્વ તજીને જઇ વસવું શમશાનમાં..........૧

માને છે મારાં તે ખોરી ખાળશે,
કંચન વરણી કાયા આ નવરંગ જો;
રોઇને રહી જાશે બંધવ બેનડી,
માત પિતા સુત દારા નાવે સંગ જો....સર્વ૦ ૨

છત્રીની છાયાની નીચે મહાલતા,
ખમા ખમા વળી કે'તા'તા છડીદાર જો;
જમડાંના તેડાં તે વાળી ના શકયા;
કામ ન આવી ટુકડીઓ તલવાર જો....સર્વ૦ ૩

મુંઝાણા શાણા ને રાણા રાજીયા,
માયામાં ના આવ્યું અંતર જ્ઞાન જો;
સેવાણા ના ભાવે સાચા સંતને,
દેવાણાં ના દીન જનોને દાન જો....સર્વ૦ ૪

કાળાં ધોળાં કામ કરી કચવાવિયા,
દીન જનોને રેસી લીધાં દામ જો;
માલ હવેલી હય હાથી ને માળિયાં,
હાય ન આવ્યું અંત સમે કંઇ કામ જો....સર્વ૦ ૫

આશીશો લેજો રે દીન અપંગની,
માનવીના મૂલદાસ બજાવી ધર્મ જો;
સેવીને સદ્દગુરુ શાણા સંસારમાં,
કરજે બાપુ કંઇક વિચારી કર્મ જો....સર્વ૦ ૬



## श्रावक क्युं बिगरे

[ધનાશ્રી]

શ્રાવક કયું બિગરે, તું હો કર શ્રાવક કયું બિગરે ..ટેક.
જૈની હોકે જૈની બને કયું, કહેની ન કાન ધરે....તું.
મોંઘો તન માનવતા ભીતર, શ્રાવક કુલ અવતરે ..તું.
જૈની મુનિ ગુની જ્ઞાની બડે સેં, શઠ ના કયું સુધરે...તું.
ધર્મ ભૂડી કીતનિ લાયો તો, જાસ્તિ કમી કયા કરે...તું.
શ્રાવક આવક જાવક કો તુમ, કયોં ન હિસાબ કરે...તું.
ભૈસા જૈસા કૈસા ફિરતા, અબ હો સાવધ રે...તું.
સામાયિક ઇક દિન કરે ના, શ્યામા નિત સમરે...તું.
ચોરી છિનાલી નીચકી યારી, પ્યારી ન પલ કર રે...તું.
બુઢ્ઢાકો નિજ બાલકી દેતાં, કાંક દિલે ડર રે...તું.
મુહપત્તિ બાંધ કાંધ પે દિનકો, ધર છુરી ના વધરે ..તું.
સાવક શ્રાવક કે તુમ હો કર, સાવજ ના બન રે...તું.
સંતનસેં અરિહંતન કે ગુન, સુન સુન તું સુન રે...તું.
વીરપ્રભુ મહાવીરકી બાની, સ્થિર ચિત્ત તોર કરે...તું.
જીન દિનનસે દીન બની હો, લીન જીન પદ રે...તું.
આદ યાદ કર દાદ દીનનકી, વાદ સદા તજ રે...તું.
મૂલદાસ મુનિ છોટમ શરને, રહી ભજ જીનવર રે...તું.

## रेल

[ રાગ-સોરઠ ]

જો આ આવી ગઇ છે, રોકી શકીશ નહિ રેલને રે,
સમતા મેલને રે—જો. ટેક

શ્વેત વાળ સિગનલ દેવાણું, શ્વાસ સીટી કહે થઇ ગયું ટાણું;
આ દેખાણું એન્જીન, કર ઉકેલને રે—જો.

ટીફીન બોકસ લે દાન સુ સાથે, બાંધ બિસ્તરો ધર્મ સંગાથે;
માથે સીટ સુકિતની, પર પગ મેલને રે—જો.

ઉતરીયાં અવતરીયાં છડીયાં, સૌ સૌને મારગડે પડિયાં;
ચડિયાં કર્મ સંજોગે, કરવા સાહેલને રે—જો.

દેવલોક સ્ટેશન કો જાશે, કોઇ સુકિત જંકશન ઠેરાશે;
માર દેવાશે ટીકીટ વગર લીધેલને રે—જો.

સેવારૂપ તું નાણું દેને, સદગુરૂ શરણુ ટીકીટ લઈ લેને;
તેને મન મંદિર ખીસામાં મેલને રે—જો.

મૂળદાસ સુની છોટમ સંગે, રહી ભજન કર રામ ઉમંગે;
રંગે સફળ કર મનુષાદેહીની સ્હેલને રે—જો.



## दिन एक एवो तो आवशे ज

[ સોરઠી ગઝલ ]

દિન એક નર થર તોર પર, ચોકી વખત ચલ આયગા,
બસ જકર કર જમરા પકર, આખર સખત લે જાયગા.—૧

અબ લે કરી સતકર્મ કુછ, ગાફિલ પીછે પસ્તાયગા;
અંધેર વ્હાં ચલતાં નહિ, સબ કર હિસાબ પુછાયગા.—૨

ચાહે ગની-યા-હો-ગદા, ચાહે મુસલમિન હિંદુ હો;
ચાહે હો જૈની, પારસી, સબ કર પકર બસ જાયગા.—૩

જીસકું તું મેરા કહેતા, સોઈ તુઝે જલવાયગા;
યા દફન કરકે કફન ભર, સબ વતન પર ચલ જાયગા.—૪

આજ, કલ, પરસુ કરત, પખ, માસ, વર્ષ વિતાયગા;
બચપન યૌવન વૃદ્ધપન ભયે, માલિક ગુન કબ ગાયગા.—૫

હુયવાન હુય નહી વગ વહાં, ફિર લાંચ ભી લેતા નહિ;
કુબ લેય તો યે સંગમેં, પૈસા ઉધર નહિ આયગા.—૬

બેશક હુવા દીન દર્દીકી, લે કર યહાંસે જાયગા;
મૂળદાસ રબ દરબારમેં, કભ તો ન તું ગભરાયગા.—૭



## रुदन शुं व्यर्थ जशे ?

[ શિખરિણી ]

પ્રભો, મ્હારૂં આ શું, રૂદન અમથું છેક જ જશે ?
અને પસ્તાવાનું, ફળ બધુંય હા, ધુળ મળશે !
હવે પ્રાણાંતે ના, કરીશ કદિ હું એવો સરતે,
ગ્રહે પાપી મારી, જગત પતિથી ખેદ કરતે.

અરે, એ શું શાસ્ત્રો, તણી પુનિત હા, વાણી અમથી,
પડે ખોટી તો તે, વિભુ, સહન શું થાય તમથી ?
ભલે થાવાનું જે, શુભ અશુભ તે થાય સપદી,
કદાપિ ના ત્યાગે, મમ હૃદય તો પ્યાસ તદપી.

દીનોની સેવાનો, ભરપુર ઉરે ભાવ ભરજે,
નમી યાચું છું હું, અરજ રજ હો ધ્યાન ધરજે;
ગમે તે પંથોનાં, પણ પ્રભુતણાં બાળ સઘળાં,
ગણું ભાંડું મ્હારાં, સબળ અથવા હોય નબળાં.

વિભુ મારી એવી, સુમતિ કરજે વંદી વિનવું,
ભૂલાવી દેજે તું, અવર નિજના ભેદી બનવું;
વરૂંધાયા કાયા, પર અધિનતા રૂપ વલગે,
કરૂં તે માંહિથી, અનુજ મુજને સદ્ય અલગે.

વહે વેગે મ્હારા, પ્રણય સરિતા આ હૃદયમાં,
બને કૃત્યો હુંથી સકલ જીવનાં હૈં ઉદયનાં;
મને કાંઈ એવું, અધિક બલ દે બાપુ નહિ જો,
તમો મ્હોટાનું શું બિરદ ઘટશે, નાથ નહિ તો ?

ક. મૂ. મો.



## फिकर तो त्यारे ज मटे

[ ગઝલ ]

શુરા ભકતો ધની દાતા, સુણ્યા નિરખ્યા કંઈક જાતા;
જવું પડશે નક્કી મ્હારે, ફિકર ઉર એ જ છે ભારે—૧

જહાં છોડી જવાનું છે, વહાં પરિબલ નવાનું છે;
નથી ઓળખાણ કો હાં રે, ફિકર ઉર એ જ છે ભારે—૨

અરે મેં આવી આલસમાં, ન જોડયું ચિત્ત વ્હાલમમાં;
બન્યો ના શૂર દાતા રે, ફિકર ઉર એ જ છે ભારે—૩

નચાવ્યા નાચ રંડીના, ઉડાવ્યા ગ્લાસ બ્રાંડીના;
કીધો સતસંગ ના ક્યારે, ફિકર ઉર એ જ છે ભારે—૪

કરી ચોરી, વ્યભિચારી, દુઃભાવી કંઇ સતી નારી;
પૂરી કૂડી શાખ દરબારે, ફિકર ઉર એ જ છે ભારે—૫

કૃતઘ્ની કાર્ય કરવામાં, પરાયું વિત્ત હરવામાં;
ન રાખી ખામી તલભારે, ફિકર ઉર એ જ છે ભારે—૬

કરી ખીદમત સમર્થોની, છુપાવા ભય અનર્થોની;
સુણ્યા દીનના ન પોકારે, ફિકર ઉર એ જ છે ભારે—૭

બતાવું જો ગણીને તો, ન આવે પાર પાપોનો;
હવે હરદમ જીગર જારે, ફિકર ઉર એ જ છે ભારે—૮

બધો ઇન્સાફ પૂછાશે. જવાબો કેમ દેવાશે ?
મગાશે મુજ કને ત્યારે, ફિકર ઉર એ જ છે ભારે—૯

અરે કિરતાર દરબારે, વસીલો કે ન વગ મારે;
ભલામણપત્ર ના હારે, ફિકર ઉર એ જ છે ભારે—૧૦

તમાશા ત્યાં થશે શા શા, ભણાતી કઇ હશે ભાષા;
નથી કંઇએ સમાચારે, ફિકર ઉર એ જ છે ભારે—૧૧

સૂણ્યું ના લાંચ કો લેતું, કદાપી લેય તોયે શું ?
ન આવે પાઇ પણ હારે, ફિકર ઉર એ જ છે ભારે—૧૨

અદલ ઇન્સાફની રાહે, નહિ નિસ્તાર કો કાળે;
થવાનો છે રતિભારે, ફિકર ઉર એ જ છે ભારે—૧૩

પરંતુ રે'મ કંઇ ધારે, ગુન્હા મારા ન સંભારે;
ગણી મૂલદાસ ઉગારે, ફિકર હા, હા, મટે ત્યારે—૧૪

❧

# પૂજ્ય ગુરુરાજ શ્રી. લાધાજી સ્વામી સ્તુતિ

[ રાગ–માઢ ]

ગુરૂ લાધાજી સ્વામી, વિશ્વ વિરામી;
હું શિર નામી, વંદુ વારંવાર.............ગુરુ.

શાન્ત સ્વભાવી સાગર ગુણના, જિન શાસન શણુગાર;
ગાદીપતિ શુભ જ્ઞાન વિશારદ, આરતના હરનાર.
જય જય ગુરુ દેવા, મિષ્ટ સુમેવા,
શર્ણુની સેવા, દેવા બનો દાતાર.............ગુરુ.

સંસારે સુખ સ્વર્ગ સમાવેડ, સેવા સમું નહિ કોય;
આપ કૃપા વિણુ એહ મળે નહિ, તે વિણુ મોક્ષ ન હોય.
બિન આપ દયાની, હું અભિમાની,
છેક ગુમાની, કેમ લહું ભવ પાર.............ગુરુ.

બાલપણે ધરી વ્હાલ ભણાવ્યો, પ્રીતે કરી પ્રતિપાળ;
છોટાલાલ નિહાલ કીધો ગુરુ, સ્નેહે લીધી સંભાળ.
ગુરુજી ગુણુસાગર, જ્ઞાન ઉજાગર,
જય કરુણા કર, નાગર નેહ ભંડાર.............ગુરુ.

તોફાની દરિયો ભરિયો ભવ, સ્હેજે સ્વામી તરાય,
ગુરુવરજી, તવ નામ પ્રતાપે, પળમાં મોક્ષ પમાય.
જય જય ગુરુરાજા, ભવદધિ પાજા,
સફરી જહાજા, મૂળદાસ સરદાર.............ગુરુ.

भजन

# श्री. जैनमुनि छोटालालजी स्वामीजीनुं

[ કલજુગ કૂડો રંગ કરો—એ રાગ ]

ગુરુ છોટાલાલ દયાલ વ્હાલ ધરીને,
ગ્રહી હાથ ઉગાર્યો બાલ, કૃપા કરીને,...ગુરુ. ટેક.

સાખી.....લોભ મોહ મદ મત્સર ને વળી, કામ ક્રોધ વિકરાલ;
આતમને અથડાવા વાળા, સમજાવ્યા તત્કાલ.
—છ એ અરિને—ગુરુ.

,, ભવાટવિમાં ભમતો ભાળી, સ્નેહે લીધી સંભાળ;
મોંઘા જિનવરના મારગનો, અંતે કરાવ્યો ખ્યાલ,
—બાલ ગણીને—ગુરુ.

,, દયા ધર્મ સમ ધર્મ ન દુજો, શ્રેષ્ટ ન આ સંસાર;
એ વિણુ આ અવનિમાં એવો, અવર નહિ આધાર,
—જવા તરીને—ગુરુ.

,, મમ આતમ તમ તરત ટાળવા, પ્રીતે કર્યો જ પ્રયાસ;
જ્ઞાન દીપક પ્રગટાવી મારા, અંતર માંહી ઉજાસ,
—દીધો ભરીને—ગુરુ.

,, શીલ, ક્ષમા, સમતા, સદ્‌વિદ્યા, સંપ, વિનય, આચાર;
સેવા પ્રેમના પાઠો પ્રીતે, શિખવીયા સુવિચાર,
—જડતા હરીને—ગુરુ.

,, કંટાળ્યા કોપ્યા વિણુ કો દિન, સૂત્રાર્થોના સાર;
નવ સમજું તો પણ સમજાવ્યા, પૂર્ણ ધરીને પ્યાર,
—ફેરી ફરીને—ગુરુ.

સાખી મુક્તિની જુક્તિ ગુરુ મુજને, છોટાલાલ દયાલ;
કૃપા કરી બતલાવી સ્વામી, નિશ્ચે કીધો ન્યાલ,
—રે'વા ઠરીને—ગુરુ.

,, માયાળુ લક્ષ્મીચંદજી મુનિની, સ્હાય કરી ગુરુરાય;
ખુડંતો બાવડીએ ઝાલ્યો, મૂળદાસ ગુણ ગાય,
—સ્નેહ ધરીને—ગુરુ.



## શ્રી છોટાલાલજી સ્વામીજીની મીઠી વાણી

[ જાઉં જાઉં જીવતર સાચુ બનાગમા રે—એ રાગ ]

મુનિવર મીઠી વાણી શી અમૃત સારતી રે, મોહ નિવારતી રે...ટેક

અંધશ્રદ્ધા અમ અંતર કેરી, ઘટ ભીતર બે'ઠી'તી ઘેરી;
વેરી એહ વિખેરી વ્હેમ વિદારતી રે.................મુનિ.

કામ, ક્રોધ, મદ, લોભ, મોહનો, મમતા, માયા, રાગ, દ્રોહનો;
સોહ રિપુ ષટ્ ગર્વ સર્વ ઉતારતી રે.................મુનિ.

શિયળ, વિનય, વિદ્યાનાં સારાં, પુનિત પતિ-પત્નિવ્રત પ્યારાં;
ન્યારાં સુસેવાનાં ફળ વિસ્તારતી રે.................મુનિ.

ભવઅરણવ તરવાની તરણી, શ્રોતાજનને શિવસુખ કરણી,
ઝરણી નિર્મળ પ્રેમ ઝડી ઉર ઠારતી રે.................મુનિ.

આલોયણા તણા પાઠોમાં, સૂણતાં અશ્રુ જનઆંખોમાં;
લાખોમાં વરસાવી કરુણા ધારતી રે.................મુનિ.

છોટાલાલ દયાલુ સ્વામી, આપતણાં દર્શનને પામી;
ખામી સહુ થઇ દૂર, રહી નહિ પા રતિ રે..... .........મુનિ.
સદાનંદી સમતાના ધારી, બાલ બ્રહ્મચારીજી પ્યારી;
ન્યારી બસ નિત નવલો નેહ વધારતી રે............મુનિ.
ચતુર મુનિશ્વર લક્ષ્મીચંદે, સુણી ઉર માંહ્ય ઉતારી આનંદે;
વંદે કવિ મૂળદાસ ખાસ પદ પ્યારથી રે..............મુનિવર.



## निंदक जीवता रहो

[ નાથ કૈસે ગજકો બધ છોડાયો—એ રાગ ]

ગતિ અતિ ત્હારી પૃથ્વીપતિ ન્યારી, પત્તો નવ પામ્યા પંડિત પૂજારી.
—ટેક.

માનવનો મનભાર ઠલવવા, મિત્ર રચ્યા તેં મોરારી;
ધીર ગંભીરતા બુદ્ધિ ચપલતા, કરી, અરિ, હરિ વિસ્તારી...ગતિ.
સત્ય અસત્ય સમજાવા કારણ, કેવી કરી હોશિયારી;
જ્ઞાનવિહીન નરને ધન દીધું, વ્યક્તિ કવિ ઓશિયારી...ગતિ.
કોને ન જ્ઞાન કરત કવિ કોવિદ, ના હત ખિસા બિમારી;
શૂરવીરની રતિ કીર્તિ પ્રતિ કરી, એ પણ એ જ વિચારી...ગતિ.
આપત જ્ઞાન કિરત કવિજન એ, આપત ભેટ અપારી;
પાડ કહો તેમાં છે. શાનો, નિંદકની બલિહારી...ગતિ.
જો ન કર્યા હત નર શિર નિંદક, ગોટે ગોટ ગમારી;
જાત વધી વિશ્વે તો પછી પ્રભુ, સુજત રાહ ન સારી...ગતિ.
સાવધતા શત્રુથી મળે તે, નિશ્ચે નહિ ટળનારી;
તે કારણ મૂળદાસ કહે પ્રભુ, નિંદક નાંખ ન મારી...ગતિ.



## कवि–कल्पांत

[ ભેરવી ]

શાને કવિ કડકડે, અમસ્થા શાને કવિ કડકડે.—ટેક.

ઘણા ઘણા કવિઓની કૃતિમાં, વાંચ્યું અનેક સ્થળે;
વીશ વસા વિદ્યાની સાથે, લક્ષ્મીને નહિ ભળે.—૧

પ્રથમ ઉરે લાગ્યું એ લોકો, તોષ..વિના તરફડે;
ગમે તેટલું મળે હોય પણ, ટેવ પડી નહિ ટળે.—૨

હવે કૈંક સ્હમજાયું સાચું, માંડ પરીક્ષક મળે;
ગીરા, હીરાની કિમ્મત કરતાં, કોઈક જને આવડે.—૩

દાની, ઝવેરી મળે નૃપતિ ત્યાં, પાસવાન પડપડે;
અઢળક કાં એને ધન આપો, એવું શું આવડે?—૪

એમ વિઘ્ન પર વિઘ્નો આવી, નાહકનાં કનડે;
અનુદાર નર આગળ કહેતાં, કહો વળી શું વળે?—૫

મૂળદાસ મોંઘું તરુવર એ, કાવ્ય ફૂલી ના ફળે;
ઉર ઉદ્‌ગારો એવા એથી, કહો ન કાં નીકળે?—૬

## उदरभरणनी चिंता

[ વિષય વાત મમ માત તજીને–એ રાગ ]

ઉદરભરણની ચિંતા અમને, સાર્થક કાંઇ ન કરવા દે.
ઊંડાણે પેસી અંતરને, વ્યાધિ ઘડી ન વિસરવા દે.—ઉદર.

જ્ઞાનવાન વિદ્વાન બધાનાં, ડહાપણ ક્રમ ના ફળવા દે;
ઉપદેશે ઉપયોગ થતો ના, વગર મફત વણસાવા દે.—ઉદર.

વનફળથી પોષાય મુનિજન, દેતા દેશના તરવાને;
આજ બધું અળસાતાં એ પણ, લાગ્યા જગ છેતરવાને.—ઉદર.

આધ્યાત્મિક કવિતા કરવા કવિ, મથે સમાજ સુધરવાને;
ત્યાં તો પાપી પેટ પરાણે, દે ન વૃત્તિ એ ઠરવાને.—ઉદર.

ખુશામતીનાં કાવ્ય રચાવે, પાપી પેટડું ભરવાને;
ઈશ નામના જાપ અમોલા, રસના એ ન સમરવા દે.—ઉદર.

એ માટે શ્રીમંત ભૂપતિ, યાચું જગહિત કરવાને;
કરો યોજના કંઈક અમોલી, એવાં દ્રુમ ઉછરવાને.—ઉદર.

મૂળદાસ મથતા ગુણી માનવ, વ્હાલે શિવ સુખ વરવાને;
અરે ! હાય આળખામણું ઉદર, પંથે શુભ ન વિચરવા દે.—ઉદર.



## त्यागी के तस्कर

[ ગઝલ ]

સુતા સૂત માલ ધન મેલી, કિધા ચેલા અને ચેલી;
હવેલી મઠ-મંદિર કીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૧

તજીને રાંકડી રામા, ભૂલ્યા ભક્તાણિઓનામાં;
બગાડી બે, ન મન બીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૨

પરાયું વિત્ત ચિત્ત હરવા, ઘડીભર શાન્ત છેતરવા;
રહ્યા જ્યમ ટાંપી રહી ગીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૩

અખેડા ને સંઘેડાઓ, તણા કાયમ બખેડાઓ;
જગાડી મ્હંતપદ લીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૪

તજી અંબર અનૂપ નવાં, ધર્યાં છો શ્વેત કે ભગવાં;
મલિન મન શ્વેત ના કીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૫

અહંતા ઉર તણી ત્યાગી, દુભાયાંની ક્ષમા માગી;
ન કીધું મસ્ત મન સીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૬

મુકી ખટપટ કમાવાની, મજા બસ ભીખમાં માની;
અવર નિજ હિત ના કીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૭

કહે મૂળદાસ મોટપમાં, ગયું આયુ વહ્યું ગપમાં;
ન જ્ઞાનામૃત પ્રિતે પીધું, ભલા કહો ત્યાગી શું દીધું ?—૮



## संसार ते शुं ? पींजरुं के पासलो !

[ ઓધવજી સંદેશો કહેજો શામને—એ રાગ ]

પંખીડાં, પીંજરડું નહિ આ પાસલો,
જઇશ નહિ જોવાને કદિ એ માંહ્ય જો;
જઇશ પછી સપડાઇશ, ખાઇશ ખાસડાં,
પછી પ્રયત્ને નિશ્ચે નહિ છૂટાય જો.—પંખીડાં.

મોહ કોકના જાડા આડા આકરા,
સળિયા જડિયા સવળા-અવળા માંહ્ય જો;
લખ ચોરાશી આસી રીતે ગોઠવ્યા,
જોતાં સૂરનર મુનિવર મન લોભાય જો.—પંખીડાં.

રીઝ ખીજની ચીજ ભરેલી ભીતરે,
ઘણી ભૂલવણી તણી ગણી ન શકાય જો;
જે ના ગમતી તે ગમતી બહુ થઇ પડે,
વળી ગમેલી અણગમતી થઇ જાય જો.—પંખીડાં.

તેમ છતાં થઇ જાએ જોવા પ્રેમ તો,
હ્હેમ રાખજે ક્ષેમ કેમ નિકળાય જો;
પૂરાયાં પૂર્વે પૂરાતાં આ પળે,
તે સઘળાની કરજે સેવ સદાય જો.—પંખીડાં.

આશાની સાંકળમાં મજબુત બારણે,
હુંપદ તાળું દીધેલું વળી ત્યાંય જો;
કારીગર કાએલે બીન કુંચી તણું,
ખાસ દાસ મૂળદાસ બન્યે ખોલાય જો.—પંખીડાં.



## नेष्टथी ज श्रेष्टनी परीक्षा

[ ગઝલ ]

સુજન સંગત તણો લ્હાવો, જરૂર સ્હમજાત શાથી કો ?
દુનિયામાં દુરાત્માઓ તણું અસ્તિત્વ ના હત તો.—૧

ચરા ઔદાર્ય આત્માઓ, તણા ગુણની પરીક્ષાઓ;
ન થાતે જો લફંગાઓ-તણું અસ્તિત્વ ના હત તો.—૨

શિયલવંતી સુભાર્યાઓ, પૂજત કરી કો પ્રશંસાઓ;
કદિ જગમાં કરકશાઓ-તણું અસ્તિત્વ ના હત તો.—૩

મયૂર કોકિલ તણા રાગો, તણી શ્લાઘા કરત ના કો;
કઢંગા રાગના કાગો-તણું અસ્તિત્વ ના હત તો.—૪

ગરીબોની ગમી ગનીઓ, નકી સમજત ન સ્વપ્ને પણ;
જરી તરી દુઃખનું દિલમાં, અરે અસ્તિત્વ ના હત તો.—૫

મુનિ લઘુલાલજી મનુષ્યો, ડરત દિલમાં નહિ પ્રભુથી;
જનમ પછી મરણનું જગમાં, અરે અસ્તિત્વ ના હત તો.—૬

अहिंसा धर्म परमो તે, કહે મૂળદાસ કયમ હોતે;
ધરમમાં પાપનું કયાંયે, અરે અસ્તિત્વ ના હત તો.—૭



## शाने वडाइ फाडता

[ સોરઠી—ગઝલ ]

સંતાઇને જન સબળથી, જે રાંકને રંજાડતા;
લુછી આંસુઓ દિનનાં કદિ, નિજ આંખથી નથી પાડતા;
કંઇ શબ્દ આશ્વાસન તણા, કદિ મુખથી નથી કહાડતા;
કહી ભક્ત દાની શૂર હું, શાને બડાઇ ફાડતા ?—૧

મેટ્રીક થયા, ગ્રેજ્યુટ થયા, ડાકટર બન્યાથી શું થયું ?
ફુક્કડ બની અક્કડ ફર્યા, પીંગલ પઢયાથી શું થયુ ?
નિજ દેશના હિત કાર્યમાં, વિદ્યા ન કામ લગાડતા;
હા ! છે ભણ્યા પણ ના ગણ્યા, શાને બડાઇ ફાડતા ?—૨

હજાર લાખ કરોડ કે, અગણિત નાણાં મેળવ્યાં,
આધારહીન બાળક કદિ, પાળી નહિ જો કેળવ્યાં;
આંખ્યે અપંગો દર્દીના, ખરડા સમું ના ભાળતા;
શઠતા ધરી શ્રીમંત કહી, શાને બડાઇ ફાડતા ?—૩

કરી-આપ લે દિલની પછી, દિલ અન્યને જઈ આપતા;
સાંધેલ દોરી પ્રેમની, કચવાય ના રજ કાપતાં;
ભોળાં જીગર કંઇ ભોળવી; તાળી હસીને પાડતા;
પ્રણયી હૃદય મૂળદાસ કૈં; શાને ખડાઈ ફાડતા?—૪



## વ્હાલ કે વલખાં

[ ભૈરવી ]

મીન મરે જલ બીન દીન થૈ, નીર મીન બીન ના મરતું;... ટેક

બીન તલીન હરીન સહે સર, બીન નફટ ભ્રુટિ ના પરતું,
નીલકંઠ ગત કંઠ થયે પર, મયુરિ ન કેમ હજી મરતું;

ચાતક ચાહત સ્વાંત નિરંતર, સ્વાંત સમય બીન ના ઝરતું,
ધન ધન જીવન સારસનું બસ, એક મૂવે બીજું ના નભતું.

પરવા ન પ્રાન કુરબાન કરે દ્રગ, દેખ દીપક જરતે જરતું.
તોડ પ્હાડ ફરહાદ ચાહ બસ, રટન શીરીં શિરીં એ જ હતું.

શીરીં મુઠ સુણતા હા સત્વર, પ્હાડ પરેથી મૂક્યું પડતું.
ત્યમ ધન જોડું લયલી મજનૂ, કવિ રસનાથી હજી ન જતું.

ધીક ન નીક એ પ્રેમ વ્હેમ છે, પ્રેમી ગયે પંડ ના પડતું.
લઘુલાલ નહિ વ્હાલ ખ્યાલ તો, મૂળદાસ વલખાં ભરતું.



## જુઓ આ જૈનના સાધુ

[ ગઝલ ]

તળાવે પણ રહે તરસ્યા, વિવાયે જે રહે ભૂખ્યા,
ન જોયા હોય તો એવા, જુઓ આ જૈનના સાધુ.—૧
બધી દુનિયા અને શાસ્ત્રો, કહે છે સુખ કંચનમાં;
પરંતુ આ તજે એને, જુઓ આ જૈનના સાધુ.—૨
જમી, જર જોરૂને જાતાં, કપાતાં કૈંક માનવીઓ;
તજે છે એ ત્રણેને આ, હઠીલા જૈનના સાધુ.—૩
ન જેને સીમમાં ખેતર, અને ઘર ગામમાં ના છે;
સગાના એ સગા નહિ આ, અરે છે જૈનના સાધુ.—૪
તજી હું-તું-અને મ્હારૂં, ગરિબથી એ ગરિબ થઇને,
જુસ્સા વિણ જીવતા જગમાં, જુઓ આ જૈનના સાધુ.—૫
તુંકારાથી તપે ના ને, શૂરાતન સાવ ના જેને;
છતાં બળવાન બીકણ છે, જુઓ આ જૈનના સાધુ.—૬
વડા વિદ્વાન ને જ્ઞાની, તથાપિ નિરમાની છે;
જીવન જીવે જુદું જગથી, જુઓ આ જૈનના સાધુ.—૭
ગણે છે સુખ દુઃખ સરખાં, છતા ભાનેય અણુસમજુ,
અટપટા એવા મનવાળા, જુઓ આ જૈનના સાધુ.—૮
સ્વરૂપા નારી-શાન્તિથી, લગન જેને રહી લાગી;
ફસાયા એહના ફંદે, જુઓ આ જૈનના સાધુ.—૯
અચલ શિવસુખ સુત પ્યારો, હજારો સુખ દેનારો;
મને છે માની મસ્ત ફરે, જુઓ આ જૈનના સાધુ.—૧૦
કહે મૂળદાસ કીર્તિની, ન પરવા લેશ પણ આને;
લઘુ રહી પ્રેમ વ્હોરે છે, જુઓ આ જૈનના સાધુ.—૧૧

કવિ. મૂળદાસ મોનદાસ. [illegible]

## (મુનિ શ્રી છોટાલાલજી અને લક્ષ્મીચંદ્રજી સ્વામી ગુણગ્રામ)

[ બનજારે ]

ગુરુ છોટાલાલજી પ્યારા, લક્ષ્મીચંદજી સંગ ઉદારા.—ટેક.

શ્રી પૂજ્ય લાધાજી સ્વામી, ગુરુવરજી શિવપુર ગામી;
તેના શિષ્ય સુશીલ વૃતધારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૧

વિનયવંત વેલશીભાઇ, તણા પુત્ર સપુત સુખદાઇ;
લઘુ વયથી વિનય ગુણવારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૨

માતુ મોંઘીબાઇ માયાળુ, દિલ ભોળાં સાવ દયાળુ;
તેના સુવન શાન્ત ઉદારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૩

ગુરુવરના લાડકવાયા, સહુ શિષ્યો માંહી સવાયા;
પ્રીતિ મેળવી આપ અપારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૪

ઓગણીશ પંચાવન સાલે, દસ વર્ષ વેશ બસ બાલે;
ગૃહ્યા કઠીન સંજમ ભારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૫

બીજા શિષ્ય લાધાજી સ્વામીના, મુનિ હર્ષચંદ્ર ગુણભીના;
લક્ષ્મીચંદજીના ગુરુ સારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૬

રામાભી તાત શોભિતા, નાનાંબા જનની પુનિતા,
સુત લક્ષ્મણજી રતિવારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૭

લઘુલાલજી લીંબડીવાળા, લક્ષ્મીચંદજી શ્યાણી શાણા;
શુભ ગામ ધામ વસનારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૮

લખુભા મટી લક્ષ્મીચંદજી, થયા દિક્ષા લઇ આનંદજી;
છપ્પન સાલે બ્રહ્મચારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૯

લઘુ-રામ લક્ષ્મણની જોડી, અનહદ પ્રીતિ નહિ થોડી;
ભેદ ભાવ નહિ ધરનારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૧૦

સદાનંદી સમતાના સાગર, નીતિવંત નિપુણ ગુણ નાગર;
શુભ તપસ્યામાં ઉજીયારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૧૧

સપને નહિ કરતા ક્રોધ, દેતા શ્રાવક સહુને બોધ;
જેનાં વચન અમી રસધારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૧૨

અહોનિશ આનંદ ભરેલું, જેનું મુખડું શાન્ત રહેલું;
નહિ ઉદાસીન પલવારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૧૩

બહુ બોધ અમોલા દઇને, અમ મનડાંને હરી લઇને;
વ્રજ-શિવ સુખના વરનારા, ગુરુ છોટાલાલજી પ્યારા.—૧૪

મૂળદાસ મને કહી મ્હારો, કરી પ્રેમ સહીત પડકારો;
ખીલવ્યા કવિતા ગુણ મ્હારા, ગુરુ છોટાલલાજી પ્યારા.—૧૫



## श्री जंबुकुमारनो रास

[ શું નટવર વસત થૈ થૈ નાચી રહ્યો—એ રાગ ]

કહે છે જંબુકુમાર સાર શું છે જગમાં,
સાર શું છે જગમાં, જીવ નાહક પડમાં.—કહે છે

સાખી સ્વામી સુધર્મા પાસથી, પામ્યા બોધ અગાધ,
ખોટો ખેલ ખલક તણો, સાચો મારગ સાધ.
જેને લેવા સંજમ રંગ લાગ્યો તનમાં.—કહે છે

સાખી વૈરાગે મનડું વળ્યું, જાણી માત ને તાત;
વત્સલ પ્રેમે પુત્રને, પરણાવી સ્ત્રી આઠ.
ભાળી રૂપસું અનૂપ ચિત્ત ચોટે ઘરમાં.—કહે છે.

સાખી ઉર્વશી, રંભા, અપ્સરા,-થી અદકેરૂં રૂપ;
દેખી મુનિ મન ડગમગે, એવી આઠ અનૂપ.
પ્રીતે પરણાવી નાર પ્યાર ધારી મનમાં.—કહે છે.

સાખી વળી ભલામણ વ્હાલથી, રહેવી સુત સંસાર,
કીધી નારી સર્વને, રીઝવો જંબુ કુમાર.
મોહ બેડી ભેળી મળીને નાંખો પગમાં.—કહે છે.

સ્ત્રીઓ જંબુકુમારને:

પીયુ સારના સંસારમાં શું સમજી કહો છો;
શું સમજી કહો છો, તજી શીદને દો છો.—પીયુ.

સાખી કુંવર હોય કહ્યાગરા, સ્ત્રી રૂપખાણ સુજાણ;
વિત્ત વધુ વપુ રોગ વિણ, એ શું ઓછી લ્હાણ.
તજી વ્હાલમ વૈરાગમાં શું વળગી રહો છો.—પીયુ.

જંબુકુમાર કહે છે.

સાખી સુત વિત્ત નારી સાહ્યબી, દેહ ગેહ ધન ધામ;
ઋણ સબંધે સહુ મળ્યાં, જાણો જૂઠ તમામ.
અંતે અળગા થનાર રાખ નાંખી દગમાં.—કહે છે.

સ્ત્રીઓ:

સાખી વિધ વિધ પકવાનો વળી, પીરસશે ધરી પ્યાર;
પાસે બેસી કોણ પછી, વાલમ કરો વિચાર.
એવાં સુખડાં તજીને જોગ શાને લ્યો છો.—પીયુ.

જંબુ:

સાખી સ્વપ્ના કેરી સુખડી, સમું સુખ સંસાર;
જાગે તે વિરલા જુવે, આ છે ખોટો આહાર.
એવું ખાધે આવે ન જોર જાણો પગમાં.—કહે છે.

**સ્ત્રીઓ:**

**સાખી** ફૂલ સેજ લહેજત તજી, ડાભ પથારી નાથ;
શા માટે માગી લીઓ, આપે બની અનાથ.
ભીખ માગી, ખાવાનું શીદ વ્હોરી લ્યો છો.—પીયુ.

**જંબુ:**

**સાખી** ફૂલ સેજ સુખ દેજ નહિ, પ્રિય શય્યા મમ ડાભ;
તે પર બેસી પ્રેમદા, લઈશ ભજન શુભ લાભ.
પલંગ, ખાટ, પાટથી ઉચાટ વાધે મનમાં.—કહે છે.

**સ્ત્રીઓ:**

**સાખી** પગ અણુવાડે ચાલવું, કરવા લોચ કઠિન;
કંચન કોડ નવાણુંને, તજી બનો કાં દીન ?
નાથ નાહક પાણીડાં વિણ પૂછયે પીઓ છો.—પીયુ.

**જંબુ:**

**સાખી** કાયા માયા કામિની, વેર વધારણહાર;
તેને તે વળગી રહે, ગાફલ હોય ગમાર.
સુણો શ્યામા નથી જ સુખ સાધન ધનમાં.—કહે છે.

**સ્ત્રીઓ:**

**સાખી** રઝળાવી પિતુ માતને, ત્યાગી રોતી નાર;
વ્હાલમ વૈરાગી થયે, દહાડો શો વળનાર
સૌની આશા તોડી નિસાસા શિદને લ્યો છો.—પીયુ.

**જંબુ:**

**સાખી** અટપટી આડી ખાડીઓ, લક્ષ ચોરાશી જાણુ;
વિંટળાયો વચમાં દધિ, તરવા મનુ તન વ્હાણુ.
ખોયું હાથથી તો જાણુ, હાણુ મોટી જગમાં.—કહે છે.

સ્ત્રીઓ:

સાખી વય નાનીમાં વ્હાલમા, આવો શું ઉત્પાત;
પછી ભજાતા ક્યાં નથી, પ્રાણનાથ જગતાત ?
સ્વામી અમથો ધમરોળ કાં મચાવી દ્યો છો.—પીયુ.

જંબુ:

સાખી આ તન ટકશે ક્યાં સુધી, તેનો શું ઈતબાર ?
સમજાવો સાચું તમે, વનિતા કરી વિચાર.
કુંભ કાચો કાયા પડી જ જાશે પલમાં.—કહે છે.

સાખી પરણ્યા પહેલી રાતડી, તણો સુણી સંવાદ;
પ્રભવા સાથે પાંચસેં પામ્યા બોધ પ્રસાદ.
રાગ લુંટના તજી વૈરાગ લીધા વસમા.—કહે છે.

સાખી સાસુ શ્વસુર પિતુ માતને, બુઝવ્યાં ધરી પ્યાર;
સૌ સાથે સંજમ ગ્રહ્યો, ધન ધન જંબુકુમાર.
તર્યા તારી બીજાને આપ પોતે પલમાં.—કહે છે.

સાખી ધન નન ગોળી ગાજતી, ગઈ દઈ ગેબી જ્ઞાન;
સત્વર જગ છોડી કરી, મેળવી પદવી મહાન.
ગાતાં ઢાળ આ રસાળ, પાપ નાસે જનનાં.—કહે છે.

સાખી અબુધ પ્રપંચી પાપીઆ, પાંચસેં ચોર પ્રમાણ;
વાણી સુણી જંબુ તણી, બુઝીયા અઝડ અજાણ.
એમ પાંચસેં સત્તાવીશે દીપાવી દિક્ષા.—કહે છે.

સાખી લઘુ ચાહો વ્રજ શિવ સુખો, લક્ષ્મીચંદજી સંગ;
પાળો સંજમ નિયમને, ઉરમાં ધરી ઉમંગ.
સુખ મોક્ષ મૂળદાસ નથી પડિયું મગમાં.—કહે છે.

# સૌભાગ્યવંતીને સહીયરની શીખ

[ સીતાજીના મહીનાનો-રાગ ]

મળ્યો માનવનો અવતાર, કૃપા જગનાથની;
તેને સફળ અફળ કરવા, સખી કૃતિ હાથની,
કદી સંગીતમાં ચિત્ત જાય, પતિ તણું પ્રેમથી,
બની સારંગી સુંદર નાર, જજે ભળી નેમથી.

વળી કાવ્યવૃત્તિ થતાં કંથ, રસિલી રસ તું થજે;
રસ કાવ્ય સતિત્વની દોર, ગુણીયલ ગૂંથજે.
ગૂંથી માળ રસાળ સુરમ્ય, સતિ તુજ હાથની;
પ્રિતે પ્હેરી ભગિનિઓ કોઇ, થશે સંગાથિની.

જપ જાપ તીરથ વૃત્ત દાન, સનાન કીધા થકી;
પતિ સેવ વિના તરી કોઇ, સખી સુણી મેં નથી.
પતિ બ્રહ્મા, વિશ્નુ, મહેશ, રમેશ તું ધારજે;
શુભ શાસ્ત્ર તણું ફરમાન, સખી ન વિસારજે.

અહી આ ભવસાગર માંહ્ય, પતિ શુભ નાવ છે;
તું તો થઇ જઈ સરસ સુકાન, ચતુરા ચલાવજે.
આવે ખાડી આડી નિંદા જ્યાંય, ત્યાંથી દૂર ચાલજે,
ભટકા તું ન ભેખડ માંહ્ય, ભ્રાંતિની સંભાળજે.

જોજે તરણી ન જાય તણાય, પતિ ધ્રુવ પેખીને;
ધરી હોંશ હંકારજે બ્હેન, સ્વર્ગ મગ લેખીને.
પ્હેલે પાર પરમ સુખ ધામ, સલુણી સુ મોક્ષ છે;
મથે મુનિવર સૂર તમામ, સતીને પ્રત્યક્ષ છે.

કવિ. મૂળદાસ મોનદાસ

*

# विदेशी वस्त्रमां आवेल वेवाणने

ફટાણું [ એક ટકાશી પાન મગાવો રે—એ રાગ ]

એક સાદી તી ખાદી મંગાવો રે;
મારી વેવાણુની સાડીયું બનાવો,
વેવાણુ વહુ મેલો મઢમડીના ચાળા રે.—ટેક.

પ્હેરી ખાદી આવો તો ભલે આવો રે;
નહિ તો સીધો આ રસ્તો સિધાવો.—વેવાણુ.

તારાં વિદેશી વસ્ત્ર ઘોજારાં રે;
જોઇ ભડકે છે છોકરાં અમારાં.—વેવાણુ.

વર કન્યાએ પ્હેરી છે ખાદી રે;
તો યે ચેતી નહિ હરામજાદી.—વેવાણુ.

કાં તો વિદેશી વસ્ત્રને છાંડો રે;
નકર જાંગલાનું ઘર જઈ માંડો.—વેવાણુ.

મારો વેવાઇ સ્વદેશી ભક્ત કહાવે રે,
તેને વાદીલી શીદ વટલાવે.—વેવાણુ.

થઇ હિંદની સન્નારી આ શું કીધું રે;
વાલા દેશને દુબરપણુ દીધું.—વેવાણુ.

કહેવું સમજો ગાંધીજીનું સારૂં રે,
ગાય મૂળદાસ માનો અમારૂં.—વેવાણુ.

## सखीनी सिखामण

[ઓધવજીના સંદેશાનો-રાગ]

નાનો સૂનો ના સ્હમજીશ તું સુંદરી,
વ્હાલી તારો આ અબળા અવતાર જો;
જોખમદારી ત્હારી ભારી જાણજે,
તુજ ઉપર આ આલમનો આધાર જો.—નાનો.
શાળા તું શાણી આ શુભ સંસારની,
તુજ સમો નહિ અન્ય તણો અધિકારજો;
આપીને કેલવણી ઉચ્ચ બનાવ તું,
સેવા ભાવી સંતાનો સુખકાર જો.—નાનો.
આવડતું ન્હોતું જેદિ' જરી બોલતાં,
તે દિ' તેં મા...તાતા.. ભૂ.. ના ,પાઠ જો;
ગમત સહિત ગુણવંતી તેં ગોખાવવા,
સ્નેહે કીધી સહુ પ્હેલી શરૂઆત જો.—નાનો.
વશીકરણની વિદ્યા વાણી મીઠડી,
વદીને તું વશ કરજે સહુ પરિવાર જો;
દયા ધર્મની છાપ સહુ પર પાડીને,
બનાવજે બસ સ્વર્ગ સમો સંસાર જો.—નાનો.
સાસુજી માતા સમ શાણી માનીને,
સ્નેહે રહેજે કરતી નિત સત્કાર જો;
દેરાણી જેઠાણી બ્હેનો જાણજે,
દિયર નણંદનો ના કરજે તિરસ્કાર જો.—નાનો.
માની શીખ આ મંગળમય મૂળદાસની,
મૂકીશ મા નિજ કુળ કેરી મરજાદ જો;
પ્રાણ ગયે પણ શીયળ ધર્મ ભૂલીશ મા,
વળી ન કરજે સ્વપ્ને પણ વિખવાદ જો.—નાનો.

# जाण जरूर छे जावुं

[ મહેતાજી રે શું મહી મૂલ બતાવું—એ રાગ ]

જીવડલા રે જાણુ જરૂર છે જાવું, એ વેણુ મિથ્યા નથી થાવું.
—ટેક.

તું જોને તપાસી ડાહ્યા રે, નથી અમર કોઇની કાયા રે;
ભલે હોય રંક કે રાય રે, જે જાયા રે તેને જરૂર છે જાવું.
—એ વેણુ.

કોઈ જશે આજ કે કાલે રે, ચતુરાઇ જરા નહિ ચાલે રે;
વયોવૃદ્ધ અગર હો બાલે રે, તે કાળે રે રડશે નહિ જ રોકાવું.
—એ વેણુ.

મળ્યું માંડ મનુષતન આવું રે, તેથી સુકૃત કંઇક કમાવું રે.
કદિ પાપપંથ નહિ જાવું રે, સમજાવું રે ગરીબ તણી સુણુ રાવું.
—એ વેણુ.

તું કરીશ પુન્ય કે પાપો રે, જમ લેશે તેના જવાબો રે;
નહિ અર્થ આવશે ધાપો રે, એ વાતો રે વેદ પુરાણે વંચાવું.
—એ વેણુ.

પશુ, પંખી, જીવ, તારામાં રે, કીડી કુંજર ને મારામાં રે;
સૂરખીસુખ આશ બધામાં રે, ભૂલી જામાં રે એ સકળ શાસ્ત્રનુ ગાવું.
—એ વેણુ.

વળી સમજ શીખ એક આંકું રે, તુજ સુવા પછી તુજ વાંકું રે;
નવ બોલે રાય કે રાંકું રે, સત ભાખું રે એવું જીવન જીવી જાવું.
—એ વેણુ.

મુનિ છોટમ શરણે રહીને રે, આશીષો દીનની લઇને રે;
મૂળદાસ મજાનો થઇને રે, જા જઈને રે પડે નહિ પસ્તાવું.
—એ વેણુ.

# ગુણજ્ઞ સ્ત્રીની પતિ પ્રત્યે યાચના

[ સોરઠી–ગઝલ ]

ભાસે તુંકારા આપનામાં, કંઇ અજબ રમણીયતા,
તેથી તમો કે આપ કંઇ, પ્રિતમ મને કહેશો નહિ.—૧

ભરથાર તવ દિદારથી, અવતાર નાર સફળ બને;
પ્યારા ન બસ ન્યારા કદિ, કહું કરગરી રહેશો નહિ.—૨

અપરાધ રજ આ દાસીથી, વ્હાલમ અજાણ્યે જાણતાં;
કહેજો થયો જે હોય તે, દિલ દુઃખવી રહેશો નહિ.—૩

સુધરીશ કરતી ભુલ હું, બિલકુલ દિલ દુઃખવીશ નહિ;
છે શપથ પ્રાણાધાર મ્હારા, શરમમાં રહેશો નહિ.—૪

હોંશે જમાડી આપને, ઉચ્છિષ્ટ અન્ન જમવા તણો;
અધિકાર મમ કહું વિનવી, છીનવી કદી લેશો નહિ.—૫

સુખકર સહિયર મહિયર તજી, આવી શરણ હું આપને;
પ્રિય સાર શરણાગત તણી, લેવી તજી દેશો નહિ.—૬

આપનો તુંકાર તે તિરસ્કાર છે, સત્કાર નહિ;
એવી અમોને કોઇ દિન, ઉરછાપ બસ બેસો નહિ.—૭

માનુની મન માનીતી, દિલરંજની પ્રિય આપને;
અમને શૂળી સમ શોક્ય દ્યો, પણ માહુરા મટશો નહિ.—૮

એ તમ પ્રિયાના સંગમાં, મહાલો ભલે મૂળદાસ પણ;
મ્હારી મ્હને કહેવા તણું. પ્રિય વચન વિસરશો નહિ.—૯

❧

# પોજીશન

[ ગઝલ ]

અગાડી હિંદની બાળા, રૂપાળા રેંટીયા કાંતી;
મદદ કંઈ કંઇ જરૂર કરતી, થતું ના ઢેમ પોઝીશન.—૧

રસોઈ પણ હવે કરતાં, લજાઈ લાડીજી મરતાં,
સંઘરતાં મુખ ઉચરતાં, બને છે ઢેમ પોઝીશન.—૨

અમીરી ઇશ્વરે આપી, કદાપિ હોય ત્હોયે પણ,
સ્વહસ્તે કામ સૌ કરતાં, થતું ના ઢેમ પોઝીશન.—૩

હવે તો તાવડી તલખે, મળ્યાં ઘંટી તણા જાડાં;
તથાપિ એ જતાં પાળાં, બને છે ઢેમ પોઝીશન.—૪

સપાટો, ચંપલો, સેન્ટો, ન વાપરતાં અવળગંડી;
બંગડીઓ ને બકલ વિના, થતું ના ઢેમ પોઝીશન.—૫

પ્રભાતે ઉઠતાં પહેલી, તપેલી ના ચડે મ્હાંની;
રકાબી કપ ન ખખડે તો, બને છે ઢેમ પોઝીશન.—૬

અગાઢી સાદી ખાદીનાં, મજાનાં લૂગડાં પહેરી;
અબાદી રાખતાં ઘરની, થતું ના ઢેમ પોઝીશન.—૭

દળી દરણું મરે માડી, ગગો જો હોટલે દાડી;
ન જાએ તો નકી તેનું, બને છે ઢેમ પોઝીશન.—૮

ઉઘાડાં અંગ દેખાતાં, ફરાકો પોલકાં પ્હેરી;
બજારે ના જતી બાળા, થતું ના ઢેમ પોઝીશન.—૯

હવે પરગામ જઇ પોતે, ચઢ્યું ટાણું ન કહે 'મ્હા'નું;
તરત મૂળદાસ તો તેનું, બને છે ઢેમ પોઝીશન.—૧૦

❧

# कवेण न कहो

[ નાગર વેલિઓ રોપાવ–એ રાગ ]

મિઠા મેહુલીયા વરસાવ, વ્હાલા વીર વેણોથી;
દિલડાં કોનાં ના દુઃભાવ, કડવાં ઝેર કહેણોથી.—ટેક.

મીઠી બોલી લાગે મીઠી, કડવી આગની અંગીઠી;
તીખી ગમે ન તે અળસાવ, વ્હાલા વીર વેણોથી.—૧

ઉલુક કાગને ઉડાડે, રીઝે મેના કીર રમાડે;
પેખો પડતો શો પરભાવ, વ્હાલા વીર વેણોથી.—૨

કડવાં વેણુ કદિ ન કહેવાં, જીભે માન સહુને દેવાં;
મુખડે અમીઝરણુ ઝરાવ, વ્હાલા વીર વેણોથી.—૩

બૈયર બાપની જો કે'શો, લાખો ગાળો ખાઇ લેશો;
એસો કોઇ ન કહે ધરી ભાવ, વ્હાલા વીર વેણોથી.—૪

મુખડે માજી કહી બોલાવો, કહેશે આવો બાપુ આવો;
પ્રીતે પાન સોપારી ખાવ, વ્હાલા વીર વેણોથી.—૫

મૂરખને સીંગ પણુ ના દીધું, સજ્જન કર પગ્ને પણુ ના કીધું;
જાતિ બોલીને પરખાવ, વ્હાલા વીર વેણોથી.—૬

છરી ને તીર બરછીના, રૂઝે છે ઘાવ ફરસીના;
રૂઝે કવેણુના નહિ ઘાવ, વ્હાલા વીર વેણોથી.—૭

લવુલાલ વ્હાલને લેવા, કહે મૂળદાસ એ મેવા;
લેવા સરવેને શિખડાવ, વ્હાલા વીર વેણોથી.—૮

## આશા

(ગઝલ)

કીધાં છે માપ માનવીએ, ધરા ને વ્યોમ વૃક્ષોનાં;
જબર જલધિ લીધાં માપી, ગણી લીધાં ગૃહોમંડળ. —૧
કુથી સૌંદર્યતા કોની, ઉંચાઇ કોઇની આંકી;
અમુક સંખ્યા કહી કોની, પરંતુ તું મપાણી ના. —૨
યુવાની કે જરાવસ્થા, કટુતા યા મૃદુ મધુતા;
કળાણી કે ગણાણી ના, અરે, રે, તાહરી આશા. —૩
મહુલી ને હવેલીમાં, ગુફા ગવ્હર ગિરીનીમાં;
સુરોની એ કચેરીમાં, જરૂર અસ્તિત્વ તવ આશા. —૪
ખસેડી કામ વાંચ્છાને, શકયા છે કંઇ જવાંમર્દો;
પરંતુ તું તજાઇ ના, અરે અલબેલડી આશા. —૫
પ્રયાસો કંઇ કરી કાયા, મુંઝાયા નાંખી નિશ્વાસા;
છતાં મુલદાસ તવ પ્યાસા, બુઝાવી ના શકયા આશા. —૬



## શ્રી નેમ લગ્ન

(રાગ—હોરી)

**રાજુલ કહે છે:**

નેમજી પ્રેમ નીભાવો, જદુપતિ, નેમજી પ્રેમ નીભાવો. —ટેક
અરજ કરત રાજુલ અલબેલી, સ્વામીજી સત્ય સુણાવો;
પરણ્યા વિણુ પ્રિતમ શીદ પાછા, જાવ છો જરૂર જણાવો;
કાંઇક તો વાંક બતાવો, નેમજી પ્રેમ નીભાવો. — ૧

**નેમજી કહે છે:**

હાય! સહાય ન આવો જુલમ મેં, હાય! સહાય ન આવો;
નેમ કહે સુણુ રાજુલગોરી, અજબ, ગજબ મેં આવો;
જોયો જાય જરી નહિ જોતાં, રોતાં પ્રાણી છોડાવો;
હજારૂં ન જીવ હણાવો, હાય! સહાય ન આવો. — ૨

રાજુલ-
પ્રિયતમ પશુઓને પલમાંહી, અલબત અભય અપાવો;
મન ગમતા માંડવડે મ્હાલો, સ્વામીજી રોષ સમાવો;
ન આવો હોય અભાવો, નેમજી પ્રેમ નીભાવો. — ૩

નેમજી-
સુખ સંસારે ન ભાળું હું શાણી, સાચો મારગ સાધ;
જાણી જરૂર તજીને હું જાઉં, આપનો નહી અપરાધ;
લગન કંઈ અન્યે લગાવો, હાય, સહાય ન આવો. — ૪

રાજુલ-
ઓઢી ચુંદડીયાં આપતણી મેં, અન્ય તણી કેમ ઓઢું?
જદુપતિ, એવું જીવન જીવીને, મહીમાં બતાવું શું મોઢું?
પોઢું વિખ ખાઇ ન પજાવો, નેમજી પ્રેમ નીભાવો. — ૫

નેમજી-
અલબેલી હઠ હોય ન આવો, જાઓ સદા સુખી થાઓ;
મહીલા મોંઘી માણો મજાઓ, ફોગટ અંહિ નહિ ફાવો;
કામીની કાં કવરાવો, હાય! સહાય ન આવો. — ૬

રાજુલ-
સ્વામીજી વેશ ધરી સાધુનો, શિષ્યને આમ સિખાવો;
આપ વિના મુજને અવનિમાં, કંથ શું લ્હાવ? કહાવો.
સાધવી વેશ સજાવો— નેમજી પ્રેમ નીભાવો. — ૭

કવિ-
સતી રાજુલ ને નેમ પ્રભુના, લાલ લઘુ ગુણ ગાઓ;
મોક્ષ સુખો મૂલદાસ મજાનાં, પ્રેમ ધરી સહુ પાઓ;
અવસર નહિ આવશે આવો, નેમજી પ્રેમ નીભાવો. — ૮

ॐ

# जैनशाळा नित जइए

[રાગ હોરી]

જૈનશાળા નિત જઈએ શ્રાવકસુત, જૈનશાળા નિત જઈએ.—ટેક
પ્રથમ ગુરૂપદ વંદન કરીએ; અરિહંત સિદ્ધ સમરીએ;
નેહ ધરી નવકાર ઉચરીએ; સ્હેજે શિવસુખ વરીએ.
ચિત્તે હિત ચેતન ચહીએ; જૈનશાળા............ ૧

સામાયિક, પ્રતિક્રમણ પનોતાં, બાળા બાળ કહીએ.
એમ અનુક્રમે જ્ઞાન અનુપમ, સૂત્ર પવિત્રનું લહીએ.
ધર્મના ધ્યાનમાં રહીએ; જૈનશાળા............ ૨

માતપિતા ગુરૂદેવ તણી નિત, આજ્ઞાએ અનુસરીએ;
પરમ ધરમ છે અહિંસા એવું, જન સહુને જ શીખવીએ,
લ્હાવો શુભ જ્ઞાનનો લઇએ; જૈનશાળા............ ૩

ધર્માભ્યાસી બાલ સહુની, પ્રીતે પરીક્ષા લઇએ;
ધર્મ પ્રેમ વધતો રહે એવું. કંઇક ઈનામ તો દઈએ.
સરસ હિત ચાહીને હઇએ, જૈનશાળા............ ૪

લઘુલાલ ને લક્ષ્મીચંદજી, સ્વામીજી શરણ ગ્રહીને;
મૂલદાસ કટુ વચન કહે કોઇ, શાંત રહીને સહીએ;
પરંતુ પોતે ન કહીએ, જૈનશાળા............ ૫



# ફેશન ફાવી ગઇ

[રાગ ધીરાના પદનો]

એવી આથમણીથી આવી રે, ફેશન તો ગઇ છે ફાવી.
આંખ છતાંએ બની આંધળા, ચશ્માં લીધાં ચડાવી,
માત તાતના મુવા વિના પણ, મોજે મૂછ મુંડાવી.
(એવી) જો જો દેખાદેખી રે. કોકે તો અર્ધ કપાવી.... એવી. ૧

સાદી ખાદીના શણગારો, ઉપડે નહિ અબળાથી;
અવળગંડી પ્હેરી અલબેલી, એકલડી અથડાતી;
(એવી) મલકાતી જાતી માતી રે, ચંપલ કે બૂટો ચડાવી... એવી. ૨

મરદ ઉઘાડે માથે ફરતા, અવળા સેંથા પાડી;
ફરફરતાં બાબરકાં ઓળ્યાં, વેસેલીન લગાડી;
(એવી) ટોપી મેલી પડતી રે, ફેંટાને તો દીધા ફગાવી. એવી. ૩

રોટલા દુધ માખણ ઘીની, શીરામણી અળસાવી;
માન દેવાને મ્હેમાનોને, ચાની તપેલી ચઢાવી.
(એવી) કોઇએ કાફી પકાવી રે, પ્રાઇમસને પ્રગટાવી. એવી. ૪

મળી ગયાં ઘંટીનાં જાડાં, થાળાં દીધાં ધખાવી;
બે પૈસા લઈ બાઇ બજારે, આવ્યાં દરણું દળાવી;
(એવા) ગુડા દીધા ગળાવી રે, મશીનના લોટ ખવરાવી. એવી. ૫

ખોદી કાઢયું રેલ ખટારે, રોજી ગરીબની ટાળી;
બેલ ગાડીઓ ખાય બગાસાં, રખડી ઘોડાગાડી;
(એવી) પોઠું પણ પરવારી રે, ઉંટો દીધા અળસાવી. એવી. ૬

બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય વાઘરી, પાટલૂન સહુ પ્હેરે,
પેરવેશથી ના પરખાયે, કરવો રહ્યો ઘા ઘેરે;
(એવું) મૂલદાસ સમજાવે રે, થાવાની તો થઇ છે થાવી. એવી. ૭

# બ્હેનનું હેત

(મહીડાંના દાણ અમે નહીં દઇએરે,–રાગ)

વ્હાલા પિતા ને વ્હાલી માવડિરે લોલ,
વ્હાલપ તારૂં ન વરણવાય જો;
બલિહારી હેત તારૂં બેનડિ રે લોલ. ટેક.

વ્હાલની અખૂટ મીઠી વીરડીરે લોલ.
કાળે દુકાળે ના સુકાય જો.—બલિહારી.

વીરને વિસામો ભાઇ-બંધવો રે લોલ,
કહેતાં શું મુખ મલકાય જો.—બલિહારી.

જગમાં જનનિની જોડ ના જડે રે લોલ,
તેહનો તાદર્શ તું ચિતાર જો—બલિહારી.

પડતાં વાગે જો નિજ પંડમાં રે લોલ,
ખમા મ્હારા વીરની કહેનાર જો.—બલિહારી.

હોય કે ન હોય હેત માહરૂં રે લોલ,
તોય હેત તું નહિ ઘટાડય જો.—બલિહારી.

કહેતાં ફૂઇબા ભતરીજડાં રે લોલ,
આવ્યે લઇ અંકમાં રમાડય જો—બલિહારી.

પૂજ્યનું પનોતું પણ પારકું રે લોલ,
એની બહુ મોઘલું રતન જો.—બલિહારી.

દૂરે રહીને ખરા દિલથકી રે લોલ,
દેતી નિત મંગલી આશીષ જો.—બલિહારી.

ભાઇઓ લડી વઢી ને લીએ રે લોલ,
આછું ઓછું તું દીધું લેનાર જો—બલિહારી.

આવ્યે સુઅવસરે સગા સહુ રે લોલ,
તું વીરાની વાટડી વિલોક જો—બલિહારી.
વીરા વિનાની સૂની બેનડી રે લોલ,
આવ્યે આનંદ ના સમાય જો.—બલિહારી.

આજ તો રૂપાળી ભાઇબીજડિ રે લોલ,
આવશે મારો માડીજાયો વીર જો—બલિહારી.
ઉંચી ચડે ને નીચી ઉતરે રે લોલ,
વારી વારી કાંઇ જુવે વીરાની વાટ જો.—બલિહારી.
રસના એકેથી તુજ ગુણ ઘણા રે લોલ,
ગાતાં મુલદાસ ના ગવાય જો—બલિહારી.



## मुनि. छोटालालजी अने लक्ष्मीचंदजी स्वामी स्तुति

[હરિગીત]

શ્રી પૂજ્ય લાધાજી તણા, શુભ શિષ્ય છોટાલાલજી,
મુનિ સંગ લક્ષ્મીચંદજી, વસતા હંમેશા વ્હાલથી,
ગુરૂ શિષ્ય સમતા ધારી હૃય, અમ આંખના આરામ છો,

લઘુલાલ લક્ષ્મીચંદજી, જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૧
ગુરૂ શિષ્ય રીતિ સંપની, નિરખી હૃદય હરખાય છે,
કંઇ પૂર્વભવ સબંધ ચોકસ, હા-હા-હવે સ્હમજાય છે;
બ્રહ્મચારીજી સમતા નીધિ, હર્ષિત આઠે જામ છો,
લઘુ લાલ લક્ષ્મીચંદજી, જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૨

લઘુ-રામ-લક્ષ્મણ જોડલી, ફરી અવતરી આ અવનિમાં,
કે શું હશે જૈની સિતારો, ચમકવા જ નિશાની આ;
સ્હમજાય છે કે શ્રાવકોના, ધર્મના શુભ શ્યામ છો,
લઘુરામ લક્ષ્મીચંદજી, જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૩

વિચરી વિદેશે કંઇ નવાં, શુભ વ્હાલનાં બીજ વાવિયાં,
અહિંસા જ પરમો ધર્મ છે, એ સૂત્ર શુભ સ્હમજાવિયા,
ઉપદેશ આપીને સુધાર્યો, સમૂહ ગામે ગામનો,
લઘુલાલ લક્ષ્મીચંદજી. જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૪

લાયક સંઘાડા લિંબડીના, સ્વામી શુભ શણગાર છો,
વકતા વડા વિદ્વાન જ્ઞાની, ગુણ તણા ભંડાર છો;
અર્પિત ઇશ્વરનાં અમોલાં, આપ અમ ઇનામ છો,
લઘુલાલ લક્ષ્મીચંદજી. જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૫

તમ પ્રેમ પરખી ને પરસ્પર, વાહ વાહ વદાય છે,
મુનિરાજ જોડું આપનું, અદ્વિતીય કંઇ અંકાય છે;
ગુરૂરાજની ભકિત અમોલી, નાં અછાં એંધાણ છો,
લઘુલાલ લક્ષ્મીચંદજી, જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૬

વળિ કંઇક ત્યાગીમાં તમન્ના, અહંતાની હોય છે,
અવલોકતાં જરી આપમાં, રતિમાત્ર મેં ના જોય છે;
ઉમદા નમૂના ત્યાગીના ધ્રુવ, આપ જેનું નામ છો,
લઘુલાલ લક્ષ્મીચંદજી. જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૭

વંદન હમારાં વ્હાલથી, સ્વામી સદાનંદી તમે,
શુભ ભાવનાં સ્વીકારજો, વિનતી કહીએ છી અમે;
મીઠી અમિમય વાણીના, ભરિયા છલોછલ જામ છો,
લઘુલાલ લક્ષ્મીચંદજી. જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છો. —૮

ધન્ય બાલ બ્રહ્મચારી મુનિ, લઘુ ઉમરે જીતી કામને,
એયે ભલી દિક્ષા દીપાવી, ધન્ય મુનિ તમ હામને;
મૂલદાસ કહે મુજ વિશ્વમાં, ગુરૂ વર્ય શ્રી વિશ્રામ છે,
લઘુલાલ લક્ષ્મીચંદ જી, જ્ઞાની ગુરૂ ગુણ-ધામ છે. —૬



## विद्या

(સવૈયા.)

દાવ ચલે નહિ ચોર તણો ફિર, બાંધવ ભાગ કછૂ ન મગેગો,
ભાર કરે નહિ મારગ જાતહુ, રાજગૃહે નહિ રોજ વધેગો;
દેશ વિદેશ બને સુખદાયક, પાઠ કિએ નિત જ્ઞાન બઢેગો,
કે મુલદાસ સુનો સબ સજ્જન, વિદ્યાકું ઔર ન ધન્ય લગેગો.



## वोल ए ज तोल

[ સવૈયા ]

વાયસ કોકિલ રંગ બરાબર, શબ્દ સુને તબ કાક ચિન્હો હે,
સજ્જનકે કરપદ્માન શોભત, મૂરખકો નહિ સીંગ દિનો હે,
સાર અસાર જ શબ્દ સુની બુધ, મૂરખ સજ્જન મોર દિનો હે;
કહે મુલદાસ સુનો સબ સજ્જન, ઔર નિશાન ન કાંઇ કિનો હે.



## फोगट जन्म गुमायो

( સવૈયા )

બાલપણે ન ભણ્યો નર મૂરખ, ખેલનમેં સબ વખ્ત ગુમાયો,
જોબનમેં ધન સંગ્રહ કિયો નહિ, કામનિ કે સંગ એશ ઉડાયો;
સંજમ નેમ કિનો ન તિજેપન, ચોથપને ચિતમેં પસતાયો;
કે મુલદાસ સુનો સબ સજ્જન, યેવિધ ફોગટ જન્મ ગુમાયો.



## कन्या विक्रय करनारने शुं कहेवाय.

[ સવૈયા ]

બેટીનકો બદમાશ પિતા વિત કારન, જો ચિત્ત હિત ચહે ના,
એંચ દિયે અપને કરસે પતિ, વૃદ્ધ અપંગ અબૂધ ગિને ના;
બાપ કહું તનતાપ કહું, શિરકાપ કહું કછુ સાફ સુઝે ના,
જો કુભિ પારધિ મેં તિનકો કહું, તોબીય તેય બરાબર હે ના,
દો ગુન હે ઉમદા ઉનમેં ફિર, એક હિ યે કમબખ્ત નમેં ના
ફેશલ એકહિં ઘાવ કરે પુનિ, આપન બાલક તેખિ હને ના,
દુષ્ટ છુરી બિન ધારન કી, ચલવે હલવેથી મરે ન જીવે ના,
ક્યા કહહું મુલદાસ કહે અબ, લેખિનિકો ઉપમાય જડે ના.



# आलस

(સવૈયા)

લોહુ ભૂખે જીમીકાટ તિમી નર, આ તન આલસ ભક્ષ કરેગી,
કર્જ અપાર કરે શિરપેં ઘર, ઔર દરિદ્રકું આન ધરેંગી;
ચિત્ત ઉદાસ રખે નિશ વાસર, નિંદરસેં દગ ભો'ત ભરેગી,
ચેત કહે સુલદાસ અરે નર, આલસ રાક્ષસિ આયુ હરેગી.



# टेव पडी न टळे कबु टाळी

(સવૈયા)

સ્વાર્થ સરે નહિ આપહિ કો કછુ, માનવ દેહ ડશે અહિ કાળી;
જાત ક્ષુધા નહિ ઉંદરકી પર, વસ્ત્ર અનૂપમ ડારત ફારી;
સીંજત હે નહિ અંબર આપન, શ્વાન તજે નહિ ટેવ નઠારી,
અંગ લગાય દિયે ભર ચંદન, લોટત રાસભ રાખ નિહાળી.
આપ જલે વર નાહિ તજે કબુ, પાવકમેં મરમદે રસિ બાળી,
કેળ ફળે નહિ કાપ વિના કબુ, પાય ભલે દુગનો નિત વારી;
સાબુ ઘસે સતવાર ભલે પર, સાફ બને નહિ કંબલ કાળી,
કે સુલદાસ સુનો સબ સજ્જન, ટેવ પડી ન ટળે કબુ ટાળી.



## क्रोध

(સવૈયા)

ક્રોધ જબે પ્રગટે તનમેં તબ, માન રહે નહિ મિંત સગેકો,
જ્ઞાન ઘટે મર્યાદ તુટે પુનિ, ભાન રહે ન કછુ વદવેકો;
હોય અતી પ્રિય તોય તજે, પસ્તાય ચહે પુનિ તે મરનેકો,
ક્ષાર કરે મુલદાસ કહે તન, ક્રોધ સમીન હુતાશન એકો.



## મ્હોટાનું માન

(સવૈયા)

જા ઘર માન વડીલનકો નહિ, જા ઘર બાલ કલોલ કરે ના,
જા ઘર ઘોશ નહી દધિ મથ્થન, જા ઘર માન મ્હેમાન લહે ના;
ઉઠ પ્રભાત કુલચ્છન કામનિ, પીટત બાલ ઉચાર કબે ના.
કે મુલદાસ સુનો સબ સજ્જન, વો ઘર નહિ શમશાન કહેના;



## चलमनो ज़ुलम

(સવૈયા)

ખાત ખડો મુખ ઉદરસેં પુનિ, ખાત અંગાર અઘાઈ અઘાઈ,
ગંદી ઘની ઘઘરી તનપે ધર, દેશ દિઓ સઘરો વટલાઈ;
ખાસીં સહીયર ખાંસિનકી અબ, સાધુનકે ઘરમેં ગુસ આઈ,
કે મુલદાસ રખાત સબેનકી, સાધુનકી ઘરવાળી ગિનાઈ.



## साधुता

(કુંડલીઓ)

સાધુતા તજી સાધુઓ, થઇ ધૂર્તા મસ્તાન;
વિદ્યાના વૈરી થયા, રામરોટીમાં ધ્યાન;

રામરોટીમાં ધ્યાન, ધ્યાનપણ તેનું કરતા,
ફરતા વૃથા ફુલાઇ નિજ, નાતહિત ચિત્ત ન ધરતા

જુઓ જાગી બધી કોમ, આપણે હજી શું સૂતા?
ઉંઘો કાં મૂલદાસ. સાધુઓ તજી સાધુતા?



## कळतरनुं कारखानुं

(મનહર)

કહે ન શીરાવા કોય; વધી તાણાતાણ તોય;
અરેરે એવું તે હોય, આ વિના જવાય કે?

દુધ ભાત છાસ કંઇ; રોટલાનું નામ નહીં?
માખણ કે ગોળ દહીં,' કશું ન જણાય છે.

દુધ પાણી ભેળાં કરી, રકાબી ને કપ ભરી,
પીઓ પીઓ કરી ખરી, પત્તર ધમાય છે!

વધ્યું મૂલદાસ આનું, ટળી ગયુ શીરાવાનું;
કળતરનું કારખાનું. વાહ આ-ભણાય છે?



## माग्ये घीए चुरमां

(મનહર)

ઈશ્વરે ન આપી હોય, રતિ રજ માત્ર પછી,
અન્યની આપેલ ક્યાંથી, ઉતરે જ ઉરમાં;
ચામડું ચિરાયા વિના, લોહી નિકળે જ નહિ,
ખમ્યા વિના ઘાય કદિ, ખપાય ન શૂરમાં.
ખરી વાત છે જ ચાર, પીલીએ પચાસ વાર,
તોય નહિ તેલધાર, ભાળીયે વેકુરમાં;
ધૂપ મૂલદાસ થાય, અથવા દીવો કરાય,
પણ ના જરૂર થાય, માગ્યે ઘીએ ચૂરમાં.



## ओळखाण मोटी खाण छे

(કવિત)

હોત ખાન હીરનકી, શીત ઉષ્ણુ નીરનકી;
કોલસા કથીરનકી, ઔર કુછ કુછ હૈ.
માનિક મની લાલનકી પથ્થર પ્રવાલનકી,
કીની જગ પાલનકી, ખાનો મજબૂત હૈ.
વોહી સબ ખાનનમેં, સારીયહ જહાંનનમે;
મેરે બસ ધ્યાનનમેં, એક યે અખૂટ હૈ.
ભાખે દાસ મૂલદાસ, કરકે હુલાસ ખાસ;
ઓરખાણુ ખાણુ પાસ, ઔરખાન તુચ્છ હૈ



## दंभी-त्यागी

(સવૈયા)

ધારી નહિ સમતા મમતાત જી, લેખ ધર્યો દુનિયાં ઠગવાનો,
ત્યાગી ભલે બધી સમૃદ્ધિ તોપણ, લોભ રહ્યો કિરતી વરવાનો;
સંત થયો પણ તંત તજંત ન, ચંત થકી બઠ મહંત થવાનો,
ત્યાં લગી તું સુલદાસ કહે કદિ, ગોવિંદને મન ના ગમવાનો.



## कुसंग दुःख

(સવૈયા)

રેન સમે કપિલા ચરવા ગઇ, બાહર જાત મિલી હરહાઇ,
ક્ષેત્ર ગઇ ધનિ માર દિયો પુનિ, આઇ કરી ઘર ખૂબ લડાઇ;
સોબત નીચતણી ભઇ તો ઉર, ઇંધન ઘંટ દિયો લટકાઇ,
કે સુલદાસ સુનો સબ સજ્જન, સંગ કુસંગ બડા દુઃખદાઇ.



## साचो सत्कार

(રુવૈયા)

નૈન જહાં સતકાર કરે તહુ, વૈનનકો સતકાર કહા હે?
વ્હાં તન ભેટન કામનકી બસ, જહાં મન હી મન ભેટ રહા હે;
અંતઃકર્ણ બિછાત બને ફિર, છત્ર પલંગ વિસાત કહા હે?
પ્રેમ વિશુદ્ધ જહાં પ્રગટે તહાં, કે સુલદાસ ન માન મહા હે.

---

## આ પુસ્તકમાં જે ગૃહસ્થોએ આર્થિક સહાય કરી છે તેમનાં નામ.

રૂ. ૧૫ શ્રી રતિલાલ ત્રંબકલાલ કામદાર.
રૂ. ૧૧ શ્રી પોચાલાલ પિતાંબરદાસ શાહ
રૂ. ૧૦ શ્રી પ્રભાકર મોરારજી પડીઆ.
રૂ. ૧૦ શ્રી મનસુખલાલ માધવજી.
રૂ. ૧૦ શ્રી માણેકલાલ ત્રિકમલાલ સંઘવી.
રૂ. ૫ શ્રી જડાવબાઇ.
રૂ. ૫ શ્રી મોહનલાલ માણેકચંદ ખંડેરીયા.
રૂ. ૨ શ્રી શાહ કરશનજી હરજીવન.
રૂ. ૨ શ્રી મ્હેતા કાન્તિલાલ કપુરચંદ.
રૂ. ૧ શ્રી કોઠારી હરિલાલ તલકચંદ.

## અગાઉથી ગ્રાહક થયેલ સદ્‌ગૃહસ્થોનાં નામ

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૨૫ | મે. સુખલાલ મોનજી | મોરબી |
| ૨૫ | ઝવેરી દુર્લભજી ત્રીભોવન | " |
| ૨૫ | દોશી માણેકચંદ સુંદરજી | " |
| ૫ | નગરશેઠ વીકમચંદ અમૃતલાલ | " |
| ૧૦ | બાબુ ભીમજી કુવરજી | બાલંભા |
| ૧૦ | સોની મોરારજી મૂળજી | " |
| ૫ | મેતા રેવાશંકર | ઝુંઝા |
| | હા. નાનાબા | " |
| ૫ | સંઘવી ગુલાબચંદ વછરાજ | " |
| ૫ | નીમચંદ દેવચંદ | " |
| ૨ | ચુનીલાલ [illegible]જમશી | " |
| ૨ | ત્રીભોવન ખીમજી | " |
| ૨ | મગનલાલ પોપટ | " |
| ૨ | રેવાશંકર અંબાવીદાસ | " |
| ૧ | રતિલાલ ઘેલાભાઇ | ઝુંઝા |
| ૧ | તેજશી મોરારજી | " |
| ૧ | કાળીદાસ વસરામ | " |
| ૧ | કાનજી વાલજી | " |
| ૫ | મેતા દુલભજી વીકમચંદ | " |
| ૮ | ચંચળબેન લક્ષ્મીચંદ | " |
| ૧ | સાધુ મોતીરામજી નંદરામજી | " |
| ૨ | મેતા સુખલાલ મોનજી | |
| | હા. પુરીબાઇ | " |
| ૨ | મેતા ખુશાલચંદ નીમજી | |
| | હા. સમરતબેન | " |
| ૨ | મેતા દામોદર લખમીચંદ | " |
| ૨ | સુખલાલ સોભાગચંદ | " |
| ૩ | મેતા હીરાચંદ લખીમચંદ | " |

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૨ | સંઘવી પ્રભાશંકર નીમચંદ | ઝુંઝા |
| ૨ | મેતા રાયચંદ મોતીચંદ | ” |
| ૨ | મેતા દલીચંદ જગજીવન ટંકારાવાળા | ” |
| ૧ | દફતરી હરખચંદ નેણશી | ” |
| ૧ | દેશાઇ મોહનલાલ અમરશી હા. છબલબાઇ | ” |
| ૧ | મેતા ડાયાલાલ ડોસા | ” |
| ૧ | મેતા નરભેરામ પાનાચંદ સરવડ હા. છબલબાઇ | ” |
| ૧ | મેતા ત્રીકમજી | ” |
| ૧ | તલસાણીયા સુખલાલ છમનલાલ | ” |
| ૧ | ટો. માવજી પોપટ હા. મણીબાઇ | ” |
| ૧ | ચત્રભજ કાનજી | ” |
| ૧ | સઘવી ખેતશી નથુ | ” |
| ૧ | પ્રાણલાલ વજેશંકર | ” |
| ૧ | ઝવેરી ગંગારામ મોણશી | ” |
| ૧ | મેતા અમરચંદ ઝવેરચંદ | ” |
| ૧ | સંઘવી હાકેમચંદ ત્રીભોવન | ” |
| ૨ | જૈનશાળા મોરબી. હા. અંમરચંદ ઝવેરચંદ | ” |
| ૧ | કેશવજી નેમચંદ માળીયાવાળા | ” |
| ૧ | મેતા ન્યાલચંદ પીતામ્બર | ” |
| ૫ | કોઠારી ભવાન દેવચંદ | ખીરસરા |

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૫ | મેતા દલીચંદ માણેકચંદ | ખીરસરા |
| ૫ | ઠા. મગનલાલ તારાચંદ | ” |
| ૫ | વાણંદ ટપુ વાલા | ” |
| ૫ | લુહાર ઓધવજી રતનશી | ” |
| ૫ | ઠા. ગોરધન કાળીદાસ | ” |
| ૧ | દરજી ખોડીદાસ પોપટ | ” |
| ૧ | ઠા. ચુનીલાલ પીતામ્બર | ” |
| ૧ | ઠા. પદમશી પુરૂશોતમ | ” |
| ૧ | ઠા. ભાઇચંદ ઝવેરચંદ | ” |
| ૧ | ઠા. મૂળજી નેમચંદ | ” |
| ૧ | ઠા. વીકમશી ડાહ્યાભાઇ | ” |
| ૧ | દોશી છગનલાલ બહેચર | ” |
| ૧ | મેતા કાનજી માધવજી | ” |
| ૫ | મેતા રણછોડ મોરારજી | રૂપાવટી |
| ૧ | મેતા વીરચંદ જસરાજ | ” |
| ૧ | મેતા મુરજી કુરજી | ” |
| ૧ | મેતા નારણજી કુરજી | ” |
| ૧ | કોઠારી બાદરજી કાનજી | ” |
| ૧ | કોઠારી ખેંગાર જેચંદ | ” |
| ૧ | ત્રવાડી પ્રભાશંકર નરભેરામ | ” |
| ૧ | ત્રવાડી જગજીવન નરભેરામ | ” |
| ૧ | મીસ્ત્રી હાકરશી મેઘજી | ” |
| ૧ | મીસ્ત્રી જેઠાલાલ મેઘજી | ” |
| ૧ | સોની શામજી વાલજી | ” |
| ૧ | પા. વશરામ નારણ | ” |
| ૧ | મીસ્ત્રી નાથાલાલ માવજી | ” |

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૧ | ગુંસાઇ દોલતગર ભવાનીગર | ફલા |
| ૧ | ,, શંકરગર વીરગર | ,, |
| ૧ | કુંભાર રાઘવ અરજણ | ,, |
| ૧ | કુંભાર હીરા જેરામ | ,, |
| ૧ | પા. રામજી માવજી | ,, |
| ૧ | પા. મોહન જુઠા | ,, |
| ૧ | મેતા પ્રાગજી કુંવરજી | ,, |
| ૧ | મેતા. કલ્યાણજી જસરાજ | ,, |
| ૫ | દડીયા અમૃતલાલ મોતીચંદ | જામનગર |
| ૫ | મે. રૂપસંગજી રાયસંગજી | ,, |
| ૫ | બ્રહ્મક્ષત્રી મોરારજી કરસનજી | ,, |
| ૧ | વ્રજકુંવરબેન હંસરાજ | ,, |
| ૧ | શીવકુંવરબેન પદમશી | ,, |
| ૧ | બ્રહ્મક્ષત્રી. ગોવીંદ કાળા | ,, |
| ૧ | માસ્તર છગનલાલ ખીમજી | ,, |
| ૧ | પા. હસરાજ ડુંગર | ,, |
| ૧ | પોપટભાઇ વેલજી | ,, |
| ૧ | મોહનલાલ માવજી | ,, |
| ૧ | વૈદરાજ મોહનલાલ ભાણજી | રાજકોટ |
| ૧ | પા. માધા વીરજી | ,, |
| ૧ | પા. કલ્યાણજી કડવા | સ[illegible]નપર |
| ૫ | દરબાર શ્રી. જટુભાસાહેબ | ધુનડા |
| ૧ | ગુંસાઇ અમરગર વીરગર | ટંકારા |
| ૨ | સોની અમરશી વાલજી | લાખાબાવર |
| ૨ | સોની વશરામ ચકુભાઇ | કેશીયા |

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૨ | ખેંગાર દેવાયત | જાબુડા |
| ૫ | મેતા પીતાંબર રૂપશી | હડાળ કરાંચી. |
| ૫ | શેઠ પોપટલાલ કાનજી | વંથલી |
| ૧ | સોની લવજીભાઇ સરપદડવાળા | રાજકોટ |
| ૧ | પા. મેઘજી વીરા | ,, |
| ૧ | મે. મા. ગગુભા પ્રાગજી | ખીલોસ |
| ૧ | શેઠ જુઠા ગોપાળ | વાળીનાર |
| ૧ | શેઠ સુરજી ગોપાળ | ,, |
| ૧ | શેઠ નેશણી માવજી | ,, |
| ૧ | શેઠ લાલજી રામજી | ,, |
| ૧ | રસાલદાર મેરૂજીભાઇ સાહેબ | સેકપાટ |
| ૧ | તખતસંગ બળીયાજી | ખંભાલીડા |
| ૨ | મીસ્ત્રી છગનલાલ મનજી | બાણુગાર |
| ૧ | માસ્તર જયન્તીલાલ કાનજી | લાખાણી |
| ૫ | મીસ્ત્રી વેલજી આણંદ | દીગડા |
| ૨ | સોની વેલજી ભીમજી | ,, |
| ૧ | કડીયા પ્રેમજી ભીમજી | ધ્રોલ |
| ૫ | શેઠ. નેમચંદ પુરૂશોત્તમ મેતા | હજામચોરા |
| ૧ | સાધુ મોરારદાસ ભગવાનદાસ | ,, |
| ૧ | ,, મોતીરામ કરસનદાસ | ,, |
| ૧ | ,, કરસનદાસ કાળીદાસ | ધુતારપર |

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૧ | વાણંદ અવચર વસરામ | સાવડી |
| ૧ | પા. ઘેલાભાઇ નારણ | નેસડા સુરજી |
| ૧ | માસ્તર ગવરીશંકરભાઇ | ” |
| ૧ | ભાઇ કલ્યાણદાસ ભાણદાસ | ” |
| ૧ | પા. નારણ મોર્તા | ભાવપર |
| ૧ | ભાઇ જેરામદાસ કરસનદાસ | બાલંભા |
| ૧ | રઘુરામ પ્રાગદાસ | ” |
| ૧ | મૂળદાસ પ્રાગદાસ | ” |
| ૧ | મોહનદાસ પ્રાગદાસ | ” |
| ૧ | કુંભાર કુરજી પીતાંબર | ખીજડીયા |
| ૧ | કુંભાર જીવરાજ લખમણ | ધુવાવ |
| ૫ | શેઠ. પાનાચંદ પુંજાભાઇ | જમા |
| ૧ | શેઠ તારાચંદ. ગુલાબચંદ | નાગાજાર |
| ૧ | શેઠ ભવાનભાઇ કેશવજી | ” |
| ૧ | શેઠ જેચંદ વશરામ | ” |
| ૧ | સાધુ માધવદાસ જીવણદાસ | ” |
| ૧ | રા. રા. જીવણભાઇ નાનજી | જામનગર |
| ૧ | મેતા તલકશી પ્રભાશંકર | ” |
| ૧ | સોની અમૃતલાલ હરીલાલ | ખીલોસ |
| ૧ | માણેકલાલ પુરશોતમ | ” |
| ૧ | સોની દેવશી ત્રીભોવન | પીઠડા |
| ૧ | સોની હરિલાલ નાગજી | પડધરી |

| નકલ | નામ | ગામ |
|---|---|---|
| ૧ | પટેલ ગણેશ બાવાભાઇ | પડધરી |
| ૧ | પા. કલ્યાણજી કડવા | રાજકોટ |
| ૧ | સોની જગજીવન નાગજી | ખાખડાબેલા |
| ૧ | સોની પરશોતમ ખેતશી | ખીલોસ |
| ૧ | સાધુ લખીરામ રઘુરામ | નાની ભગેડી |
| ૧ | કુંભાર મનજી ઉકા | હડીઆણા |
| ૧ | ,, કરશન ગોવિંદ | ” |
| ૧ | ,, નરશી કારા | અલીઆબાડા |
| ૧ | કુંભાર વેલા જાદવ | લતીપર |
| ૧ | કુંભાર કાબાભાઇ | મતવા |
| ૧ | મોદી રૂગનાથ ટાળીદાસ | રાજકોટ |
| ૧ | પરમાર પુંજા કારા | ” |
| ૧ | ઝાલા સામજી માવજી | ” |
| ૧ | ઠા. પરમાણંદ વીઠલજી કાબા | ” |
| ૧ | કુંભાર ભાણજી જેરામ | ” |
| ૧ | ક્ષત્રી દુલભજી કુરજી | ” |
| ૧ | ગુંસાઇ દેવગર ખેચરગર | ” |
| ૧ | ઠા. રતનશી. અમરશી. | ” |
| ૧ | ગુંસાઇ મહાદેવગર મેઘગર | ” |
| ૧ | કોળી ધરમશી મુળજી | ” |
| ૧ | કુંભાર માવજી કરમશી | ” |
| ૧ | ભાઇ રાજારામ લખમણદાસ | ફીટસર |
| ૧ | સીપાઇ દાઉદ સુલતાન | ક્રેશા |
| ૧ | સીપાઇ કારૂ અસમાલ | ” |
| ૧ | કાન્તિલાલ લીલાધર | ” |

# અહિંસાને પંથે



સંપાદક અને પ્રકાશક

ત્રિભુવનદાસ ગોવિંદજી શાહ

ટી. જી. શાહ બિલ્ડીંગ, પાયધોની, મુંબઈ



મૂલ્ય બે આના

ટપાલ ખર્ચ દોઢ આનો

શોધિત વર્ધિત બીજી આવૃત્તિ
પ્રત ૨૫૦૦

વીર સંવત ૨૪૬૩
વિક્રમ સંવત ૧૯૯૨
સને ૧૯૩૬

: મુદ્રક :
દેવીદાસ છગનલાલ પરીખ
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસ
સલાપોસરોડ :. અમદાવાદ

---

# વિષયસૂચિ

# સમર્પણ



**સમાજભૂષણ શ્રીમાન શેઠ નથમલજી ચોરડીઆ**

[જન્મ: સં. ૧૯૩૨ ના ભાદરવા સુદ ૮
અવસાન. નિમચ: સં. ૧૯૯૨ ના ચૈત્ર સુદી ૭ રવિવાર]

જેમણે જૈન કોમની જીવનભર સેવા કરીને તથા રૂ. ૭૦૦૦૦ નું દાન કન્યા ગુરૂકુળની સ્થાપના માટે કરીને પોતાનું નામ અમર કર્યું છે, તેમના અમર આત્માને

**સંપાદક તરફથી સ્નેહભાવે સમર્પણ**

# નમ્ર નિવેદન

પ્રેમી પાઠકગણુ ! આપના અને મારા વચ્ચે અનેક માઇલોનું અંતર હશે, આપનું અને મારૂ કાર્યક્ષેત્ર પણ કદાચ નિરાળું હશે; છતા મારી અને આપની વચ્ચે અભેદની સાકળ સાધનારૂ જે એક તત્ત્વ છે એ મનુષ્યત્વને નાતે આપણે સૌ સમાન છીએ, એકજ મહાસાગરના બિંદુ છીએ અને એકજ પથે પ્રયાણ કરી રહ્યા છીએ.

પ્રસ્તુત પુસ્તકમા લેખકે જે વિચારો રજૂ કર્યા છે એ આપણા મનુષ્યત્વના વિકાસમાં વેગ આપે એવા છે આજે આપણે આપણા જીવનમા ધર્મ અને વ્યવહારની જે અસંગતતા અનુભવી રહ્યા છીએ, ધર્મને નામે પણ અધર્મના ચક્કરમા પડી જઇએ છીએ, અહિંસાને પથે જતા જતા હિંસાને માર્ગે ગબડી પડીએ છીએ, એમાથી ઉગરવાના આ નાની પુસ્તિકામા સુંદર અને સરળ ઉપાયો છે. ધર્મ સગવડીઓ નથી હોતો પણ મુશ્કેલીભર્યોજ હોય છે. ખરી રીતે તો ધર્મ એટલે સંસ્કારિતાનુ પ્રેરક બળ; એટલે કે આપણા પ્રત્યેક વ્યાપારો, ક્રિયાઓ અને વ્યવહારોમા એનુ સ્થાન ચેતનભર્યું હોવુ ઘટે, એમ આ પુસ્તકમા દર્શાવેલા વિચારો આપણને સૂચવે છે.

આ પુસ્તકના સપાદનનો પ્રયત્ન એમા સકલિત થએલી અભિનવ વિચારસરણીના આકર્ષણને આભારી છે. એમા દર્શાવેલા પ્રકરણો આપણા નૈતિક જીવનનો સંબંધ ધરાવનારા છે. મે એમાના અમુકનું પાલન કરી જે લાભ ઉઠાવ્યો છે, એવો લાભ માગ સૌ બંધુઓને મળે એવા મારા ઉરના અભિલાપ છે. જોકે આજે આપણે રૂઢ સંસ્કારો અને હાજતોથી એટલા તો પરાધીન બન્યા છીએ કે એ બધા પ્રકરણોનુ પાલન એકી સાથે ન કરી શકીએ, પરતુ એટલું તો ચોક્કસ છે કે એ માર્ગે લેશ પણ પ્રગતિ કરી શકીએ તોય અદ્‌ભુત લાભ ઉઠાવી શકીએ હાજતોની પરાધીનતા એજ મહા પરાધીનતા છે. એના પર વિજય મેળવવો એજ રાષ્ટ્રીય, સામાજિક

અને વ્યક્તિગત સ્વતંત્રતાનું પહેલું પગથીયુ છે એટલે એ આદર્શ અહિંસાને પંથે વળ્યા વિના છૂટકો નથી અને એમ થવું શક્ય પણ છે. માત્ર પ્રથમ વૃત્તિને વશ કરવાનો થોડોક પ્રયત્ન કરવો પડે !

એકદા હું રેલવેમા મુસાફરી કરતો હતો. મારી પાસે બેઠેલા એક મુસાફરે માત્ર બેજ કલાકમા આશરે પચાસ બીડીઓના ધુમાડાથી મને મુંઝવી નાખ્યો, જોકે આપણે ત્યા આવું ધોરણ તો સામાન્ય રીતે સર્વ સ્થળે એકસરખું હોય છે. પાસે બેઠેલાઓની મુશ્કેલીઓનો ખ્યાલ આપણુને ભાગ્યેજ આવે છે મને તો એ ગંધ અસહ્ય થઈ પડી. છેવટે મારી સમતા ખૂટી. પ્રથમ મેં તેમને નમ્રતાથી રોકવા પ્રયત્ન કર્યો અને પછી આ પુસ્તકમા દર્શાવેલા તમાકુના ગેરફાયદાઓ સમજાવ્યા. આટલી વાતચીત થતા તરતજ એ ભાઇએ મારી પાસે પાણી માગ્યું અને તેજ વખતે બીડી ન પીવાનું પણ લઇ પોતાની પાસેનો બીડીથી ચિક્કાર ભરેલો ડબો વસમ્રની ખાડીમા ફેંકી દીધો ! કેટલી સજ્જનતા ! ! !

એ ભાઈની આટલી સજ્જનતા અને મારી પ્રાર્થનાનો આટલો તાત્કાલિક સત્કાર જોઈ મારૂ હૃદય હર્ષથી નાચી ઉઠ્યુ. એ ભાઈ તે એકજ પ્રસંગથી મારા ગાઢ મિત્ર બની ગયા.

અમારી આ મુલાકાત પછી પાંચ પાંચ વર્ષ વિત્યા છતા અમો મળી શક્યા નહિ. આશરે પાચ વર્ષ પછી એ ભાઈ મારી દુકાનની સામેથી પસાર થતા જ્યારે એમણે મને અચાનક મારી દુકાનમા બેઠેલો જોયો કે તરતજ તેમના હૃદયમા લાગણી ઉભરાઈ આવી. એ આગળ ન વધી શક્યા. ફરી ફરી મારી સામે મીટ માંડીને જોયા કર્યું. જ્યારે એમને અમારા પૂર્વ સંયોગનો થોડો ઘણો ભાસ થયો ત્યારે એ મારી નજીક આવ્યા અને મને પૂછ્યું: " આપ મને ઓળખો છો ? " મેં એમની સામે થોડી વાર જોયુ પણ એમને હું તાત્કાલિક ઓળખી શક્યો નહિ. ત્યારે એમણે મને યાદ આપતાં કહ્યું કે. " આશરે પાચ વર્ષ પહેલા મુબઈથી કાઠિયાવાડ જતા રસ્તામાં

તમે રેલમાં કોઇને બીડી છોડાવેલી ?" તરતજ મને પૂર્વનું સ્મરણ તાજુ થયું અને "ભાઈ દામજી" કહીને ભેટી પડયો '

એક પ્રિય જનના વિયોગીને પોતાનો ખોવાએલો પ્રિય જન ઘણે લાબે વખતે મળે અને જે વેદન થાય એ અમને થયું. બન્નેની આંખો હર્ષના આસુઓથી ભિંજાઈ ગઈ બોલવાનો બહુ પ્રયત્ન કર્યો છતાં વાચા ખુલી નહિ. લગભગ પાચ મિનિટની નીરવ ( કાઇ પણ અવાજ વગરની ) શાન્તિ છવાયા પછી અમો અમારા ભાનમા આવ્યા અને એ ગાઢ મૈત્રી વધુ ગાઢ બની.

આ પ્રસગ પછી તો અમે ઘણો વખત મળ્યા, રહ્યા, અને સાથેસાથ આનંદ પણ ખૂબ લૂટયો, પરંતુ એ બધા પ્રસગો વચ્ચે અમારો પૂર્વ પ્રસંગ તો તાજો ને તાજોજ હતો. આજે એ પ્રસંગને ચૌદ ચૌદ વર્ષના વહાણા વાયા છે. એ મારા મિત્રનો દેહવિયોગ થયાને પણ આજે લગભગ નવ વર્ષ વિતી ચૂકયા છે, છતા એ પ્રસંગ હજુએ લેશ માત્ર ભુંસાયો નથી. આજે લખતી વખતે પણ એજ સ્થિતિ છે.

આ પ્રસંગ અહીં ટાકીને હુ એ કહેવા માગું છું કે જેમ દામજીભાઇએ મારી વાત ધ્યાનપૂર્વક સાભળી પોતાના હરડ વ્યસનનો ક્ષણમાત્રમા ત્યાગ કર્યો અને મારી સાથે મૈત્રી સાધી, ફરીવાર ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે અમારો મેળાપ થયો ત્યારે વાર્તાલાપ કરતા એમણે પોતાના ત્યાગની તથા બીજા બધુઓને એમણે કરાવેલા ત્યાગ અને એથી થએલા અગણિત લાભની વાત સંભળાવી મને પ્રસન્ન કર્યો, તેમ હું મારા પાઠક મિત્રો પાસેથી પણ એવીજ પ્રસન્નતા કેમ ન ઇચ્છુ ?

માટુંગા—નપુ હોલ.

સંવત ૧૯૯૨ના અષાડ સુદ ૯ રવિવાર. }
તા. ૨૮–૬–૧૯૩૬. }

શુભેચ્છક
ટી. જી. શાહ

# ભૂમિકા

આપણો દેશ ધર્મપ્રધાન દેશ તરીકે વિશ્વમા પ્રસિદ્ધ છે. ભારતના તત્ત્વજ્ઞાનીઓએ–આપણા પૂર્વજોએ ધર્મસંસ્કારોનો અણુમોલ વારસો પણ આપણને આપ્યો છે, એટલે ભારતવાસી જનોનું ધર્મતત્ત્વ તરફ વિશેષ વલણ રહે એ સ્વાભાવિક છે; પણ અનુભવી પુરુષો કહે છે કે ધર્મનો આધાર મુખ્યત્વે વિવેક પર છે. પોતપોતાની કર્તવ્ય ભૂમિકા પ્રમાણે સમજીને વિવેકપૂર્વક ક્રિયાઓ કરવી એ ધર્મ છે, પણ વિવેક ન હોય તો ધર્મને નામે પણ અધર્મ થવા પામે છે.

પ્રત્યેક માનવને બુદ્ધિનું તત્ત્વ પ્રાપ્ત થયું છે એનો ઉપયોગ કરી એણે વિવેકપૂર્વક જીવવૃ જોઇએ આપણામા એવી રૂઢિઓ પડી ગઇ હોય છે કે એ અવિવેકને વશ થઇ આપણે કેટલીક વખત પાપ કરવા છતા એનું આપણને ભાન ન હોવાથી આપણા દિલમાં કશું દુઃખ થતું નથી અને એની એ ક્રિયા આચર્યે જઇએ છીએ. એ સંબંધમા એક દૃષ્ટાંત આપુ.

એકદા એક અંગ્રેજ પાદરીએ એક હિન્દુ ધર્મગુરુને કહ્યુઃ "તમારા ભકતો ઘઉં, બાજરી, વગેરે અનાજ ખાઇ હમેશા હજારો જીવોની હિંસા કરે છે પણ અમે એમ ન કરતા માત્ર એક ગાય કે એક બકરાથીજ આખા કુટુંબનો નિર્વાહ કરી શકીએ છીએ. આથી અમારા હાથે તો એકજ જીવની હિંસા થાય છે, પણ આ લોકો તો ઘણા જીવની હિંસા કરી નાંખે છે. એટલે એમના કરતા અમે ઓછી હિંસા કરીએ છીએ એમજ ને ?"

આ કથન સાભળી ભલા ધર્મગુરુએ એમને નમ્રતા અને વિવેકપૂર્વક જવાબ આપતા કહ્યુઃ "મહાનુભાવ, આ પ્રશ્નના અનેક દૃષ્ટિબિંદુઓથી ઉત્તર આપી શકાય પણ સામાન્ય રીતે જોતાય એટલું જાણી લેવું જરૂરી છે કે હિંસાના પાપનો આધાર જીવોની સંખ્યા પર નથી પણ એ હણાતા જીવના વિકાસ પર છે. પૃથ્વી, પાણી તથા

વનસ્પતિ વિગેરે એકેન્દ્રિય એટલે સ્થૂલ શરીર અને પ્રાણતત્ત્વવાળા જીવો હોય છે. જેમ જેમ આ જીવો વિકાસ પામતા જાય છે તેમ તેમ એમનામા આતરિક શક્તિઓ તથા બાહ્ય શક્તિઓનો વિકાસ થતો જાય છે. આ દૃષ્ટિએ જોતા વનસ્પતિ કરતા પશુઓનો વિકાસ અનતગણો આધક હોય એ સ્વાભાવિક છે. **ખરી રીતે જોતાં જીવની હિંસા કરવી એટલે વિકાસ અર્થે પ્રાપ્ત થએલાં એનાં સાધનો લૂંટી લેવાં** આ હિસાની વ્યાખ્યા. આ ઉપરથી ફલિત એ થયુ કે વનસ્પતિહિસા અને પશુહિસાથી થતા પાપમા અનંતગણો તફાવત છે. જેને જીવન જીવવુ છે તેને વનસ્પતિહિસા અનિવાર્ય છે. પશુહિંસા નહિ **जीवो जीवस्य जीवनम्** એ દલીલથી પણ મનુષ્ય માસાહાર કરી શકે નહિ.

"એક મોટી માછલી નાની માછલીને ખાઇ જાય એ ક્ષમ્ય છે, કારણકે (૧) એનામાં આપણા જેવી સમજશક્તિ નથી, (૨) એની પાસે જીવનનિર્વાહના બીજાં અનુકૂળ સાધનો નથી; પણ માનવ માટે એમ નથી; એની પાસે સમજશક્તિ અને સ્વતત્ર પુરુષાર્થ બન્ને છે અને વળી માસાહારને ભૂલાવે તેવા જુદી જુદી જાતના સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખોરાકો પણ બહોળા પ્રમાણમા મળી શકે તેમ છે. એટલે જેને આવી અનુકૂળતા હોય તે માસાહાર કેમ કરી શકે? ન જ કરી શકે."

આ તો બનેલી ઘટનાનુ દલીલપૂર્ણ દૃષ્ટાત માત્ર છે. અહિંસક ગણાતો સમાજ એક યા બીજા પ્રકારની રૂઢિથી છૂટી ગયેલો છે એમ માની લેવાનું નથી. એ પણ રૂઢિગત માન્યતાથી સાચી સમજ ભૂલી ધર્મ કરવા જતા ઘણીવાર અધર્મ આચરી બેસવાની મહાભૂલ કરે છે. દાખલા તરીકે અહિંસાપ્રેમી સમાજ

(૧) મિઠાઇ કરતાં ફળાહારમા વધારે પાપ માને છે.

(૨) અત્તરને નિર્ભયપણે વાપરી શકે છે; જ્યારે (ધર્મસ્થાનકોમા) ફૂલને તો અડતાંયે અચકાય છે, અને પાપ માને છે.

(૩) વિજળી, ગેસ કે ગ્યાસતેલ વાપરતા ઓછું પાપ માને છે, જ્યારે એરંડીયું કે તેલ વાપરવામા વધુ પાપ માને છે

(૪) નળનું પાણી ગમે તેટલા પ્રમાણમા વાપરતા બહુ ઓછો વિચાર કરે છે જ્યારે ઘરને આગણે કુવાની સગવડ કરી તેના પાણીના વપરાશમા બહુ પાપ સમજે છે.

(૫) મિલના કાપડના ઉપયોગમા જે પાપ માને છે તેના કરતાં હાથે કાતેલી અને હાથે વણેલી ખાદીમાં વિશેષ પાપ સમજે છે.

પણ વાસ્તવિક રીતે જોતા તેમ નથી. ઘણીવાર જેમા વિશેષ પાપ મનાય છે તેમાં બહુ અલ્પ પાપ હોય છે અને જેમા બહુ અલ્પ પાપ મનાય છે તેમા અતિ ભયંકર પાપ હોય છે.

આ વસ્તુસ્થિતિને શારીરિક, આર્થિક, સામાજિક, રાષ્ટ્રીય અને ધાર્મિક દૃષ્ટિથી ચર્ચી જનતાને બની શકે તેટલો સાચો ખ્યાલ આપવાનો આ પુસ્તકમા જે નમ્ર પ્રયાસ કર્યો છે તેને વાચક વર્ગ ઝીલી, કર્તવ્યમાં મૂકી અપનાવશે, એટલુજ નહિ, પણ એવા એવા અનેક વિષયમા પોતાના વિચારો સંપાદકને જણાવી આ પ્રયાસને પુષ્ટિ આપશે એજ શુભેચ્છા.

લેખક.

---

## આભારદર્શન

આ પુસ્તિકાની પ્રથમ આવૃત્તિ સાબરમતીવાળા ભાઈ જમુ રવાણીના સંપાદન નીચે બહાર પડી હતી અને એનું નામ "અહિંસાનો ગઢ" રાખવામા આવ્યુ હતું. એ વખતે લીધેલા અગાધ શ્રમ માટે તેમનો ભારે આભાર માનુ છુ.

આ બીજી આવૃત્તિનું મેટર પ્રથમ કરતાં લગભગ બેવડું થયું છે. એમાના વિચારો અહિંસાને પંથે પડનારને અતિ ઉપયોગી થઇ પડે તેવા હોવાથી એનું નામ બદલી "અહિંસાને પંથે" રાખવું યોગ્ય લાગ્યુ છે.

ત્રિ. ગો. શાહ

# અહિંસાને પંથે

## [૧] ફૂલ અને તમાકુ

ફૂલ એ વનસ્પતિ જીવોનો પિંડ છે વનસ્પતિમા આપણી જેમ ચૈતન્ય, લાગણી અને સંજ્ઞા હોવાનુ વિજ્ઞાનશાસ્ત્રીઓએ સિદ્ધ કર્યુ છે. અહિસાને સંપૂર્ણ આદર આપનારા પુરૂષો ફૂલને અડી એની લાગણી દુભવવા ઇચ્છતા નથી ધર્મસ્થાનોમા કે ધર્મક્રિયામાય ફૂલ વાપરવામા તેઓ પાપ સમજે છે.

આ પ્રમાણે જેઓ ફૂલના જીવો પ્રત્યે પ્રેમ, લાગણી અને દયા ધરાવે છે એ ધન્યવાદને પાત્ર છે. પણ એવી સૂક્ષ્મ દયામાં માનનારાઓ જ્યારે પોતાના ઘરમા તથા ધર્મસ્થાનમા તમાકુનો ઉપયોગ કરતા અને પોતાના ધર્માચાર્યોને પણ તમાકુનુ દાન કરતા નજરે પડે છે, ત્યારે આશ્ચર્ય થયા વિના રહેતુ નથી.

જે જીવદયાના હિમાયતીઓ હાથમા ફૂલ લેતાં ધ્રુજે કે ડરે એમનાજ હાથમા કે મ્હોમા જ્યારે તમાકુને લેતા, ખાતા, પીતા કે સુંઘતા જોઈએ ત્યારે ખેદ થયા વિના કેમ રહે ?

ફૂલમા તો માત્ર એમા રહેલા જીવોજ દુભાય છે, પણ તમાકુમા તો એથી અનંતગુણી અનેક દૃષ્ટિએ હાનિ થાય છે.

### તમાકુનાં નુકશાનો

**વ્યક્તિગત**—અમદાવાદ કે મુંબઈ જેવા મોટા શહેરોના રખડતા કૂતરાંઓના ત્રાસથી બચવા માટે એને મારી નાખવામા આવે છે. તમાકુનુ તેલ કાઢી એના બિંદુઓને માવા કે મીઠાઈ સાથે ખવડાવી સેંકડો કૂતરાઓનો સંહાર થાય છે. મનુષ્ય પણ જો ચાહની જેમ તમાકુને ઉકાળીને પીએ તો તેજ વખતે મરી જાય. ભોજન

કર્યા પછી પેટ ઉપર તમાકુના પાદડા બાધવામાં આવે તો ઉલ્ટી થયાનો કોને અનુભવ નહિ હોય ?

અનુભવી જનો કહે છે કે લક્ષ્મી ચંચળ છે. તે સદાય કોઈની પાસે રહી નથી અને રહેવાની નથી. પૈસાની હયાતીમા પાડેલા વ્યસનો નિર્ધન થતા ભારે આડા આવે છે. મારો (સંપાદકનો) એક વખતનો પચાસ લાખની મુડીવાળો શેઠ જ્યારે નિર્ધન થયો, તે સમયે એક સવારે જ્યારે એને ચાની તલપ લાગેલી ત્યારે અમદાવાદના રીચીરોડ પર મને જતા જોઈ એણે મને બોલાવ્યો અને કહ્યું કે "ભાઈ તરભોવન' ચાલને લક્ષ્મીવિલાસ હોટલમા ચા પીવી છે." તેમને હું હોટલમા લઈ ગયો અને જ્યારે મેં એક આનાની ચા પાઈ ત્યારે એમને શાન્તિ થઈ. આવા સામાન્ય વ્યસનને કારણે આવી સાડાત્રણ મણની કાયાને પણ એક આનાના એક ચાના પ્યાલા કે એક પાઈની એક બીડીને વશ થવું પડે એ નવાઈ નથી ?

છીકણી સુઘવાથી નાકમા ચાદી અને માથાના, ગળાના અને પેટના દરદો થાય છે; તથા તેનો સ્વર ખરાબ થાય છે. છીંકણી ઘુટનારને ક્ષય વિગેરે દરદો થાય છે.

## તમાકુ વિષે નામાંકિત ડૉકટરોના અભિપ્રાય

ડો૦ પ્રાઉટ—લખે છે કે તમાકુ પીવાથી માણસો નબળા પડી જાય છે; લોહીમાંથી લાલાશ ઘટી પીળાશ આવે છે. છીંકણીથી અજીર્ણ, કલેજા તથા જઠરના દરદો થાય છે.

ડો૦ ટવીચેલા—કહે છે કે તમાકુથી ફેફસા, હૃદય અને જઠરના સ્નાયુ નરમ પડી જાય છે. કોઈ કોઈ વખતે હૃદય એકાએક બંધ થઈ મરણ પણ થઈ જાય છે.

ડો. ઑલકૉટ—કહે છે કે તમાકુથી શરીરને બીજાં જે નુકશાનો થાય છે તેના કરતાં સ્મરણશક્તિને વધારે નુકશાન થાય છે એ વાત ચોક્કસ છે.

ડૉ૦ ટેલર, ડૉ૦ કેલન, ડૉ૦ એલીન્સન આદિ અનેક ડૉક્ટરોએ તમાકુના અનેક નુકશાનો અનુભવ્યા છે.

તમાકુના ધુમાડામા કાર્બોનીક એસીડ ગેસ પણ હોય છે. આ ગેસ ઘણોજ નુકશાનકર્તા છે, તે જાણીતી વાત છે. આ હવા ફેફસામા જવા આવવાથી ફેફસાને નમાલા કરી નાખે છે અને આ કારણેજ બીડી પીનારા ક્ષયરોગનો ભોગ થઈ પડે છે.

**સમાજગત**—બીડી પીનારનુ મો એવું ગંધાય છે કે બીડી નહિ પીનારને તેની પાસે બેસવુંય ગમતુ નથી. સારી સારી જગ્યાએ "બીડી પીવાની સખ્ત મનાઈ છે" એવાં પાટીયા લાગેલા હોય છે અરે, જ્યા પુરૂષો સ્ત્રીઓના વસ્ત્રો પહેરીને નાચે એવી "નાટકશાળા" માય આવા પાટીયા જોવામા આવે છે, છતા તમાકુના વ્યસનીઓ શરમ છોડી ત્યા પણ બીડીઓ ફૂંકી બીજાને નુકશાન પહોચાડે છે.

તમાકુ પીનાર પોતે ઉધરસ, ખાસી, દમ, શ્વાસ તથા ફેફસાનો બગાડ આદિ અનેક ચેપી રોગોનો ભોગ થઈ પોતાના શરીરને પોતાનેજ હાથે બગાડે છે. એટલુંજ નહિ પણ એ જ્યા જ્યા જાય છે ત્યા ત્યા પોતાના રોગિષ્ટ પરમાણુએ પાથરી જાહેર જનતાની તંદુરસ્તીમા પણ ખલેલ પહોચાડે છે. આખી રાત ખો ખો કરી પોતાના સ્નેહી, સગાં, સંબંધી કે પાડોશીને પણ પીડા ઉપજાવે છે, અને એમની સુખી નિદ્રાનેય ખુચવી લે છે.

તમે જોશો તો અનેક રોગોનુ મૂળ કારણ તમાકુનુ વ્યસન દેખાશે. બીડી, સીગારેટ, ચીરૂટ અને એવી અનેક રીતો દ્વારા તમાકુએ જનતામાં ઘર ઘાલ્યું છે. એ બીમાર જનો ભલે પછી હિંદુ હો કે જૈન હો, પણ બીમારીવશાત્ એમને ડૉક્ટરોના હુકમને માન આપી કોડલીવર ઑઈલ, હિમો ગ્લોબીન આદિ દૂષિત દવાઓ વાપરવી પડે છે કે જેમા મુખ્યત્વે માસ, ચરબી, દારૂ ને લોહી વગેરે પ્રાણીજન્ય પદાર્થો હોય છે.

તમે એ તો સહેલાઇથી સમજી શકશો કે જો તમાકુ વાપરનાર વધે તો તમાકુના વેચનાર પણ વધે. આ રીતે જાણ્યે અજાણ્યે તમાકુ વેચનારની, દળનારની, ખાંડનારની, ડબા ભરનારની, કાપનારની અને બીડીઓ વાળનારનીયે તબીયત બગડે; અને તમાકુ પીનાર તમાકુ પીને હજારો કે લાખો માનવોની તન્દુરસ્તી લુંટે. આથી એમ પણ કહી શકાય કે બીડી પીનાર બીડીનો ધુમાડો નથી પીતો પણ માનવદેહનું બળેલુ સત્વ પીએ છે; એ તમાકુ નથી ચાવતો પણ માનવીના સત્વને ચાવે છે; તે છીકણી નથી સૂંઘતો પણ કાળા માથાના માનવીના સત્વનો લોટ સૂંઘે છે.

**સંક્ગત**—તમોને ખબરજ હશે કે તમાકુ વાવવા માટે સારામા સારી જમીન પસંદ કરવી પડે છે, અને તમાકુનો વપરાશ જ્યારથી વધ્યો છે ત્યારથી ઊંચી અને ખેડવાલાયક જમીનનો મોટો ભાગ તમાકુની ખેતીજ રોકી રાખે છે. એ ઊંચી જમીનમાં દર વર્ષે લાખો મણ તમાકુ વવાય છે. જેટલી જગ્યા તમાકુમા રોકાય છે તેટલા પ્રમાણમા ઘઉ, બાજરી, મગ, મઠ, મકાઈ, ચોખા, અને શેરડી જેવા જીવનની જરૂરીયાતના પદાર્થોની ખેતી પૂરા પ્રમાણમા થઈ શકતી નથી. ધાન્ય મોઘુ થાય છે અને ઘાસચારાને અભાવે દૂધાળા પશુઓ ક્ષીણ થતા જાય છે. જનતાને જોઈએ તેટલુ દૂધ, દહી, અને ઘી ન મળી શકવાથી કે મોઘું મળવાથી આ ભારતવર્ષમાં પ્રજાનુ મરણપ્રમાણ વધ્યુ છે. બે વખત પેટપુરતું અનાજ ન મળવાથી લાખો મનુષ્યો અને પ્રતિવર્ષે વીસ લાખ કુમળા બાળકો અકાળે મરણને શરણ થાય છે.

કેટલીક ગરીબ કોમને અનાજ ન મળવાને કારણે આમિષ (જીવના તથા મુએલાં જાનવરોના માસ) કે કોઈના એઠા જુઠા ખાવાની ફરજ પડે છે. આજે ભારત જેવા અહિંસાપ્રધાન દેશમાં વસતીગણત્રી ૩૫ કરોડની છે. એટલી જનતામા ૨૦ કરોડ જેટલી પ્રજા તો માંસાહારી બની ગઈ છે, અને હજુ વધતી જાય છે.

એમને માસ પૂરૂ પાડવા માટે ૩૦ લાખ કસાઇખાતાઓ ચાલે છે અને એમા પ્રતિદિન સેંકડો નાના મોટા પશુઓ હણાય છે. આમ થવામા ધાન્યની ખેતીની ન્યૂનતા કારણભૂત છે.

**આર્થિક અને ધાર્મિક દૃષ્ટિ**—તમાકુ સુંઘનારના વસ્ત્ર વધુ મેલા થાય છે તે ધોવા માટે પાણી અગ્નિ સાબુ તથા સોડાનો વગરકારણે વધારે ઉપયોગ કરવો પડે છે. તેમા રહેલા વિષને કારણે (જો તે પાણી નદી, તળાવ વિગેરેમા જાય તો) અનેક જળચર જીવોનો પણ નાશ થઈ જાય છે.

સેકડે પચાણુ લ્હાય બીડી પીનાર માણસોથીજ થાય છે. તેમા થતી માલ મીલકતની હાનિ અને જીવહિંસાથી થતા પાપની જવાબદારી તમાકુ પીનારને શિર છે.

એક બીડી પીનાર પોતાની જીદગીમા સેકડોને પીતા બનાવે છે. પોતાની ઇચ્છા બીજાને વ્યસની બનાવવાની ન હોવા છતા તેને બીડી પીતો જોઇને અનેક જનો બીડી પીતા શીખે છે. આવી રીતે બીડી પીનાર સેકડો હજારોને અને હજારો લાખોને બીડીના વ્યસની બનાવે છે. આજે લગભગ આખી દુનિયા બીડી પીતી થઈ ગઈ છે તેનુ કારણ દેખાદેખીજ છે. પોતાને એ, લતે લગાડનાર મનુષ્ય જીવતો હોય કે મરીને બીજી ગતિમાં ગયો હોય ત્યા તે દુ:ખ પામે છે, તેથી જો તમારે આ ભવમા તેમજ પરભવમાં સુખી થવું હોય તો આ વ્યસનને તુરતજ તિલાજલિ આપવી ઘટે.

**શિક્ષા**—અમેરિકાની અદર તમાકુના વ્યસનના વિરોધીઓ સીગારેટને 'શબપેટીના ખીલા' કહે છે, અને આ કથન ખરેખર સત્ય છે. અમેરિકામા કેટલીએક પેઢીઓ એવી છે કે જે પોતાને ત્યા બીડી પીવાવાળાને નોકર રાખતી નથી હિંદીઓ પણ આ ધોરણ દાખલ કરે તો શુ આ બદી ઓછી ન થાય ?

આ રીતે તમાકુના વ્યક્તિગત, સમાજગત, રાષ્ટ્રગત, અને આર્થિક આદિ ભયકર નુકશાનો જોઇને જ આપણા ભારતમા આવી વસેલા

મોગલ બાદશાહોના રાજ્યમા તમાકુનું ઝેર પીનારના હોઠ, ખાનારની જીભ અને સુંઘનારનું નાક કાપવાની કડક શિક્ષાઓ કરવામાં આવતી; એવી જહાગીરની રાજ્ય કારકીર્દીમા તવારીખ મળે છે. તમાકુનો વારંવાર ઉપયોગ કરનારનું કાળું મુખ કરી એને ગધેડા પર બેસાડી ફાસીએ ચડાવ્યાના પણ કેટલાક દાખલાઓ છે, પણ આજે તો તમાકુ પીવી ખાવી કે સુંઘવી એ એક મનુષ્યનો સ્વભાવ જ થઇ પડ્યો છે.

સત્તરમી સદી પહેલા ઇરાનમા ધુમ્રપાન કરનારને કાંતો શૂળીએ ચઢાવવાની અને કાતો સીમેન્ટના પાણીમા ડુબાડીને મારી નાખવાની શિક્ષા કરતા.

**દુઃખનો વિષય**—પરતુ આજે તો ધર્મસ્થાને પવિત્ર જીવન ગાળતા ધર્મગુરુઓ પણ તમાકુના ધુમાડા કાઢતા અચકાતા નથી, એ મહાન્ ખેદનો વિષય છે. આજે આ આર્યાવર્તમા તમાકુનો ધુમાડો પીનાર લગભગ ૭૨ લાખ બાવાઓ છે. તે ઉપરાત ઉચ્ચ કોટિના ધર્મગુરુઓ અને ગોસાઈઓ પણ તમાકુની જાળમાથી છૂટી શક્યા નથી, એ અતિ દુઃખદાયક બીના છે.

જૈન ધર્મના ધર્માચાર્યો તમાકુ પીવામા અગ્નિ તથા નાના જીવોની હિંસા થતી હોવાથી પીતા નથી, પરંતુ સૂંઘવામા પીનાર કરતા પણ એ વધી જાય છે. પીનાર પાચ કે દશ બીડીથી સંતોષાય છે ત્યારે સૂંઘનાર સેંકડો ચપટીના સડાકા ચડાવ્યાજ કરે છે; અને તેમા વળી કસ્તુરી પણ નાખવામા આવે છે. રૂપીયે તોલાની તમાકુ સૂંઘનાર ધર્માચાર્યો ભક્ત શ્રીમતોની પુન્યાઇનો લાભ આ રીતે લે એ આશ્ચર્યકારક તો ખરૂજ ને ?

ફૂલથી અભડાનારા તમાકુને પાપ વિનાની માની નિઃશંકપણે સૂંઘે છે, ને જ્યા ત્યાં નાકનો મેલ નાખી જમીનને ખરાબ કરે છે. એના રસ્તામા પડેલા એ ચીકણા મેલમા માખી, મચ્છર, કીડી આદિ અનેક ત્રસ ( હાલતા ચાલતા ) જીવો તે સુગંધના મોહમા

ફસાઈને મરણુને શરણુ થાય એનો વિચાર કરવાનો તેઓ અવકાશ
લઈ શકતા નથી.

**સસ્કૃતિની અસર**—નાનાં બાળકોનો સ્વભાવ કુદરતી રીતે અનુકરણ કરવાનો હોવાથી પોતાના વડીલોને બીડી પીતા જોઈને તેમનુ મન બીડી પીતા પોતાના મુરબ્બીઓનુ અનુકરણ કરવા તરફ ખેંચાય છે. તેથી એ બાળકો બજારમાથી કે પોતાના ફળીયામાથી જેના તેના બીડીના ફેંકી દીધેલા એંઠા ટુકડા વીણે છે ને તે ટુકડા પી પીને તમાકુના વ્યસનની શરૂઆત કરે છે. એ નિર્દોષ કુમળાં બાળકો પોતાનાજ કાકા, મામા, ભાઈ તથા પિતાનું અનુકરણ કરીને પોતાના કોમળ કાળજાને બાળી નાખે છે, અને જેની તેની એંઠી બીડી પીવાથી બીજાના શરીરનો રોગ પણુ વ્હોરી લે છે. એટલે આ રીતે બાળકની સસ્કૃતિ પર એ વ્યસનની અસર ધીમે ધીમે ગાઢ સ્વરૂપ ધારણ કરે છે.

યુરોપાદિ દેશોમા તમે જોશો તો જાહેર રસ્તા પર થુંકવાની સખ્ત મનાઈ દેખાશે. પણુ ભારતમા તેવું કશું નથી બીડી પીને માણુસો જ્યા ત્યા ફેંકી દઈ અસ્વચ્છતા વધારે છે અને નાનાં બાળકોને રોગના ઘર જેવા તમાકુની બીડીના એંઠા ટુકડા સળગાવીને પીવાની તક આપે છે. બાળકો તેવા ટુકડાઓનો પોતાના ખીસ્સામા સંગ્રહ કરે છે, ને તેજ ખીસ્સામા ખાવાના પદાર્થ પણુ નાખે છે, જેથી તે ઉત્તમ પદાર્થો વિષમય બનવા પામે છે. પણુ તોય આજે ગુલામપ્રધાન ગણાતા ભારત દેશના બાળકો તરફ તેમના માતા-પિતા, મ્યુનિસીપાલીટી યા સરકાર દ્વારા લક્ષ જ ક્યા અપાય છે? એમને શરીરરક્ષાનુ સુદ્ધા જ્ઞાન મળી શકતુ નથી તો સંસ્કૃતિના પુનરુદ્ધારની આશા ક્યાથી રાખી શકાય?

બનાવટી કેમેરામા જેમ આબેહુબ ફોટો ઉતરે છે, તેમ તેથી હજારગણો ઉત્તમ ફોટો કુદરતી કેમેરા માબાપનો પોતાના બચ્ચામાં

ઉતરે છે. રૂપ, ગુણ, શક્તિ, અને રોગ જે કાંઈ માબાપમાં હોય તે બચ્ચામા આબેહૂબ ઉતરે છે. તેથી તંદુરસ્ત સંતતિ ઇચ્છનાર માબાપ કાતો બીડીનું વ્યસન છોડે, નહિતો સતતિ ઉત્પન્ન ન જ કરે. તમાકુના સંબધમા ગાધીજીનો પોતાનો અનુભવ ટાકવો અહીં પ્રાસંગિક થઈ પડશે.

" મારા એક સગાની સાથે મને બીડી પીવાનો શોખ થયો. અમારી પાસે પૈસા ન, ભળે બીડી પીવામાં કંઈ ફાયદો છે અગર તો તેની ગધમા મજા છે એવું તો અમે બેમાથી એક્કેને નહોતું લાગ્યુ, પણ કેવળ ધુમાડો કાઢવામા જ કંઈક રસ છે એવું લાગેલું. મારા કાકાને બીડી પીવાની ટેવ હતી, ને તેમને તથા બીજાને ધુમાડા કાઢતા જોઈ અમને પણ ફૂંકવાની ઇચ્છા થઇ. પૈસા તો ગાંઠે ન મળે, એટલે કાકા બીડીના ઠૂઠા ફેંકી દે તે ચોરવાનું અમે શરૂ કર્યું.

"પણ ઠૂંઠા કંઈ હરવખતે મળી ન શકે, અને તેમાંથી બહુ ધુમાડા ન નીકળે. એટલે ચાકરની ગાંઠે બે ચાર દોકડા હોય તેમાંથી વચ્ચે વચ્ચે એકાદ ચોરવાની ટેવ પાડીને અમે બીડી ખરીદતા થયા. પણ એને સઘરવી કયા એ સવાલ થઈ પડ્યો વડીલોના દેખતાં તો બીડી પિવાય જ નહિ એ ખબર હતી. જેમ તેમ કરી બે ચાર દોકડા ચોરીને થોડાં અઠવાડિયા ચલાવ્યુ. દરમ્યાન સાભળ્યુ કે એક જાતના છોડ (તેનુ નામ તો ભૂલી ગયો છુ) થાય છે, તેની ડાંખળી બીડીની જેમ સળગે છે, ને તે પી શકાય. અમે તે મેળવીને ફૂંકતા થયા!

" પણ અમને સતોષ ન થયો. અમારી પરાધીનતા અમને સાલવા લાગી. વડીલોની આજ્ઞા વિના કંઈ જ ન થાય એ દુઃખ થઈ પડ્યું. અમે કટાળ્યા ને અમે તો આપઘાત કરવાનો નિશ્ચય કર્યો! આપઘાતના વિચારનું એક પરિણામ એ આવ્યુ કે અમે બન્ને એંઠી બીડી ચોરીને પીવાની તેમજ નોકરના દોકડા ચોરવાની

ને તેમાથી બીડી લઈ ફૂંકવાની ટેવ ભૂલી જ ગયા. મોટપણે બીડી પીવાની ઇચ્છા અમને કદી નથી થઈ, અને એ ટેવ જગલી, ગદી ને હાનિકારક છે એમ મેં સદાય માન્યું છે. બીડીનો આટલો જબરદસ્ત શોખ દુનિયામા કેમ છે એ સમજવાની શક્તિ હું કદી મેળવી શક્યો નથી. જે આગગાડીના ડબ્બામા ઘણી બીડી ફૂંકાતી હોય ત્યા બેસવું મને ભારે થઈ પડે છે ને તેના ધુમાડાથી હુ ગુંગળાઈ જાઉં છુ." (ગાધીજી, આત્મકથા)

આ રીતે તમાકુથી વ્યક્તિગત, સામાજિક, રાષ્ટ્રીય, આર્થિક અને ધાર્મિક એમ અનેક દૃષ્ટિએ હાનિ પહોચે છે. આટલુ વિચાર્યા પછી ફૂલ સુંઘવાના પાપ કરતા તમાકુ સૂઘવાનુ ખાવાનુ તથા પીવાનુ પાપ વધી જાય છે એમા કોણ ના કહી શકશે ?

**તમાકુ અને ફૂલની સરખામણી**—તમાકુ જ્ઞાનતતુને ખરાબ કરી મનુષ્યને પરાધીન ( વ્યસની ) બનાવે છે, ત્યારે જમીન ઉપર સ્વાભાવિક રીતે ઉગેલ પુષ્પ સુઘવાથી મગજમા તાજગી, ઠંડક તથા શાતિ મળે છે. ફૂલ સુઘવામા અને વાપરવામા સૂક્ષ્મ જીવદયાને જોતાં પાપ તો અવશ્ય છે અને તે પાપથી બચવાનો પ્રત્યેકનો ધર્મ છે. પણ એવો જીવદયાપ્રેમી વર્ગ ફૂલ વાપરતા ડરે, એણે તમાકુના વપરાશથી કેટલું દૂર રહેવું જોઇએ તે એ પોતે જ વિચારે. જોકે તમાકુ વાપરનાર તેને નિર્દોષ માનીને વાપરે છે પણ વાચકને હવે સમજાયું હશે કે તે નિર્દોષ નથી, કેવળ અનર્થકારી છે. માટે તેનો ત્યાગ કરી પાઠક પોતાના શરીરની, સનતિની, તથા સ્વજન, સ્નેહી જન અને જાહેર જનતાની તન્દુરસ્તીમા વધારો કરી નીરોગી નિષ્પાપી અને સુખી જીંદગી ગાળે એજ પ્રાર્થના.

---

## [૨] ગોળ અને ખાંડ

તમામ પદાર્થોમા પાચે પ્રકારના રસો વિદ્યમાન છે છતા રસાસ્વાદને માટે તમામ પ્રકારના ભિન્ન ભિન્ન રસોનો આવિષ્કાર થવા પામ્યો છે.

પોતાના હાથે દળેલા ઘઉંની રોટલીમા ને બિસ્કીટમાં, મલાઈવાળા દૂધમા ને મલાઈ વિનાના દૂધમાં જેટલો તફાવત છે તેટલો તફાવત ગોળ ને ખાંડમા છે.

શેરડીનો રસ એક સ્થાનેથી બીજે સ્થાને મોકલવામા વિશેષ અનુકૂળતા ન રહે તે માટે ગોળ તૈયાર કરવાની જરૂર પડી, અને શેરડીના રસને ઉકાળીને ગોળ બનાવવામાં આવ્યો. જોકે આમ કરવાથી તે માહેના પોષક તત્ત્વો કેટલેક અંશે નાશ પામે છે ખરાં છતા તે નુકશાનીને ક્ષમ્ય માનવી પડે છે. પણ વર્તમાનમાં તો ગોળને બદલે મીલમા (સંચામાં) તૈયાર થતી ખાંડનું ચલણ નોટના નકલી નાણાની જેમ વધી ગયું છે, અને વધતું જાય છે. એમાં પોષક તત્ત્વોની ખામીને લઈને શારીરિક ફાયદો થતો નથી.

વિલાયતમા શેરડીનો પાક જોઈએ તેના કરતા ઓછો થવાથી તેઓ અનેક પ્રકારના કંદમાથી પણ ખાંડ બનાવે છે; આવી રીતે તૈયાર થતી ખાંડમા જેટલા પોષક તત્ત્વો જોઈએ, તેટલા નથી, એટલુંજ નહિ પણ તેને તૈયાર કરવામા અનેક ગોટાં ગજાના પણ ગેરવા પડે છે તે કેવી રીતે તૈયાર થાય છે તેની માહિતી એક ભાઈએ આપતાં જણાવ્યું કે "ખાંડ તૈયાર થતી વખતે બહુ મેલી હોય છે પણ જેમ આપણે ચાસણી કરતી વખતે ખાંડના ઉકળતા પાણીમાં દૂધ નાખી મેલ કાઢી નાખીએ છીએ તેવી રીતે તેઓને પણ તે ખાંડને ચોકખી અને સફેદ કરવી પડે છે; પણ જો તે એટલી જથાબંધ ખાંડ દૂધવડે સાફ કરે તો પોષાય નહિ અને તેટલા

પ્રમાણમા દૂધ ભેગું કરવું પણ મુશ્કેલ પડે. આથી તેઓ દૂધને બદલે હાડકાની ભૂકી વાપરે છે, કારણકે હાડકું એ મેલનાશક છે.”

એનસાઈક્લોપીડીઆ બ્રીટાનિકા જેવા મહાન્ ગ્રંથમા ૬૬૭ મે પાને લખેલ છે કે ખાંડ સાફ કરતી વખતે દરેક જાનવરના લોહી તથા હાડકાના કોલસાનો ચૂરો નાખવામા આવે છે.

ડીક્ષનેરી ઓફ આર્ટ્સ—૬ ઠી આવૃતિ લંડન, પાને ૮૨૯ મે લખ્યુ છે કે સાકરના ગાગડા બનાવવામા આવે છે તે વખતે ૫૪ મણ ખાંડમા ૨૭ મણ હાડકાના કોલસાનો ભૂકો નાખવામા આવે છે; અને ખાંડ સાફ કરવા માટે ભારોભાર હાડકાના કોલસાનો ભૂકો નાખવામા આવે છે.

એ. જે ટેલર સી ઈ. સાહેબના બનાવેલા ‘સ્યુગર મશીનરી’ નામના ગ્રંથમા લખ્યુ છે કે ખાંડ સાફ કરવામા પાણી અને ગાયોનું લોહી મેળવે છે.

જો આ બીના લેશ પણ અસત્ય હોત તો ખાંડ બનાવનાર વ્યાપારીઓ આવા પુસ્તકો છાપનાર પર ફોજદારી કેસ ચલાવત, પણ આ બીના સત્ય હોવાથી તેઓ કંઈપણ વિરોધ કરી શક્યા નથી.

આ જોતા અહિંસાને જીવનનો પ્રાણ લેખનારા બન્ધુ તથા ભગિનીઓ આવી ખાંડ ન વાપરતા ગોળજ વાપરે એ ઇષ્ટ છે એમ જણાયા વગર રહેશે નહિ.

ગોળ આપણા ગામડામા તદ્દન સાદી અને સહેલી રીતે તૈયાર થાય છે. તે ગોળમા ગળપણ અને કૌવત પણ ખૂબ હોય છે. દૂધ, ઉકાળો તથા રાબ આદિ પીનારા તથા ચાહના વ્યસનીઓ પણ જો પોતાના પીણામા ખાંડને બદલે ગોળ વાપરે તો કબજીઆત જેવા હઠીલા જૂના અને જીવલેણ ભયંકર રોગો નાબૂદ થવા પામે છે. આથી એ યંત્રોમા તૈયાર થયેલી ખાંડ કરતા ગોળ ખાવો એ વિશેષ લાભદાયી છે.

ગોળનો વપરાશ વધવાથી પોષક તત્ત્વો વધુ મળશે; દેશનું ધન દેશમાં રહેશે; સાકર બનાવવામાં વપરાતી પ્રાણીજન્ય વસ્તુઓ પવિત્ર મોઢામાં નહિ નાંખવી પડે, યંત્રવાદને ઉત્તેજન ઓછું મળશે, અને દેશના ખેડુતોને ખેતીમાં સુધારો કરવાની સરસ તક સાંપડશે. આ રીતે શારીરિક, ધાર્મિક અને રાષ્ટ્રીય લાભને જાણ્યા પછી ગોળના વપરાશને કોણ નહિ અપનાવે ?

## [૩] ઘંટી અને સંચો

ઘંટીનો ઉપયોગ ગ્રામોદ્ધારનું અંગ છે, સંચો વાપરવામાં યંત્રવાદનો વિકાસ છે.

આજે યંત્રવાદ એટલો કૂદકે ને ભૂસકે આગળ વધતો જાય છે કે ભારતના હૃદયસમ્રાટ મહાત્મા ગાંધીજી જેવાને ય આટલી વયે દેશને દળવાનો તથા ચોખા ખાડવાનો ઉપદેશ આપવો પડે છે. મહાત્માજીને આજના ચમત્કારી વિજ્ઞાનના જમાનામાં ભારત ભીંત ભૂલ્યું જણાય છે. એથી જે ઉપદેશ તથા જે શિક્ષામાં આફ્રિકન જંગલી પ્રજા પણ પોતાનું અપમાન સમજે તે ઉપદેશ આજે તેઓ ભારત દેશને સંભળાવી રહ્યા છે, એ કેટલા દુઃખની વાત છે ! તોય હજુ એ ભારત દેશ, એમના ઉપદેશને સાંભળવા માટે બહેરો, વાંચવા માટે આંધળો, એમ કરવા માટે ઠૂંઠો, તે પ્રમાણે ચાલવા માટે લૂલો ને તે પ્રમાણે વિચાર કરવા માટે પશુ જેવો જડ કાં ન બની ગયો હોય, એવું અનુભવાય છે. તેથી મહાત્માજીને ગદ્ગદિત હૃદયે ભારતના ચારે દિશાના ખૂણે ખૂણે આટલી વૃદ્ધાવસ્થામાં પણ પગપાળા જવાની ને ત્યાં પોતાનો સંદેશ સંભળાવવાની આવશ્યકતા સમજાઈ છે.

**ઘંટીના લાભો :** વ્યક્તિગત—ઘરની ઘંટીથી દળેલ આટો, ભરડેલ દાળ તથા ખાંડણીએ ખાંડેલા ચોખા તંદુરસ્તીને માટે અતિ

ાભદાયી છે, ને સંચા (ચક્કી)નો આટો તથા સંચાથી ખડાયેલ ોખામાથી સત્ત્વ બળી જવાથી તે આટો અને ચોખા શરીરનો વિશેષ ફાયદો કરતા નથી.

એનોને ઘંટીથી દળવા વિગેરેની કસરત મળવાથી શરીરની તન્દુરસ્તી રહેતી તે સંચાથી દૂર થાય છે. એનોમા હીસ્ટીરિયા, પ્રદર, અને એવા દર્દોનુ મૂળ ગૃહ વ્યાયામનો અભાવ જ છે એવો અનુભવ કોને નથી ?

દૂધમાથી માખણ કાઢી નાખવાથી સેપરેટ દૂધ રહે છે. ચોખ્ખા દૂધમાં અને સેપરેટ દૂધમા જેટલો તફાવત છે તેટલો તફાવત ઘટીથી દળાયેલ લોટમા અને સંચાથી તૈયાર થતા લોટમા છે. વળી દૂધ તો કદાચ આ જમાનામા શ્રીમંતોનોજ ખોરાક થઈ પડયો છે એમ ગણીએ તોય ચાલે, પણ લોટ તથા ચોખા તો ગરીબનો મુખ્ય ખોરાક છે, તેથી અહિસા, સ્વાસ્થ્ય, ને આર્થિક હિતની દૃષ્ટિએ આ વિષય વિચારવો અતિ આવશ્યક છે.

**સામાજિક લાભ**—દળવાના તથા ખાડવાના ગૃહ ઉદ્યોગથી ખાનદાન તથા સાધારણ કુટુંબની સ્ત્રીઓ પોતાના સ્વાસ્થ્ય તથા શીલની રક્ષા કરી પોતાનું ગુજરાન ચલાવી શકે છે.

પહેલા પ્રાત સમયે ભારતની સન્નારીઓ વહેલી સવારે જાગૃત થઈ પોતાની ઘટી તથા ખાડણીયાને નરમ સાવરણીથી સાફ કરી આસપાસ જીવજતુની તપાસ કરી પ્રભાતિયાથી પ્રભુસ્તુતિ કરી પોતાની દળવાની તથા ખાડવાની ક્રિયા શરુ કરતી હતી. પોતાના પેટની તથા પ્રભુની ઉભય પ્રકારની પૂજા કરી શકતી હતી, ને તેમના સ્વાસ્થ્ય પણ સુંદર રહેતાં હતાં આજે ગૃહ ઉદ્યોગને અભાવે હીસ્ટિરિયા, વાઈ આદિ અનેક રોગો ઘેરઘેર વધવા પામ્યા છે, તથા પ્રસૂતિસમયે અનેક પ્રકારની પીડાઓ જન્મે છે ને તે રોગથી મુક્ત થવા માટે ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કર્યા વિના અનેક પ્રકારની વિષમય દવાઓનુ સેવન કરી પોતાના જીવનને અલ્પ સમયમા પૂર્ણ કરે છે.

**રાષ્ટ્રગત**—ચોર અને ધાડપાડુ ગુન્હો માનીને એક બે વ્યક્તિને લૂંટે છે ત્યારે આ યંત્રવાદનો જમાનો શાહુકારી વેશે ધોળે દહાડે કરોડો માનવોના તમામ ધનનું તથા લાખો ગૃહ ઉદ્યોગી મજુરોના મુખનો રોટલો છીનવી લે છે. ચોર તથા ધાડપાડુના ત્રાસ સામે કોર્ટમા ફરિયાદ થાય છે, લોકો તેનો તિરસ્કાર કરે છે, ફરીથી આવો ગુન્હો ન કરે તે માટે તેને કેદમા પુરવામા આવે છે; ત્યારે આ શાહુકારી સ્વાંગધારી યંત્રવાદ માટે કોઈ પણ પ્રકારની ચર્ચા થતી નથી, અને ઉલ્ટી જનતા તેના ચરણનું શરણ શોધે છે.

દળવાનો તથા ખાંડવાનો સંચો ચાલવાથી આસપાસના પાડોશીઓનાં મકાનો થરથર ધ્રુજે છે ને ઘણીવાર ઉતરેડો તથા પાણીના પાણિયારા પડી પણ જાય છે. કેટલીક વાર ગરીબોના સાધારણ છુપરાં પડી જાય છે. આમ અનેક રીતે યંત્રોદ્વારા નુકશાન થયા કરે છે, છતા યંત્રવાદના પૂજારીઓ કે માલિકોને આ વાત સમજાઈ લાગતી નથી એ કેવું કષ્ટ !

દૂધાળા પશુઓના અભાવે આજે શુદ્ધ દૂધ, દહીં તથા ઘી તો મળતું નથી પણ કુદરતની બક્ષીસ રૂપે મળતા શુદ્ધ સાત્ત્વિક ધાન્યને પણ માનવ પોતાની અજ્ઞાનતાથી અશુદ્ધ કરાવી તેનું સત્ત્વ સંચાગા બાળીને જ ખાય છે. આ પ્રમાણે પોતે પોતાના અજ્ઞાનથી પોતાનું, પોતાના આશ્રિતોનુ અહિત કરી, પોતાના તથા કુટુંબીઓના સ્વાસ્થ્યનોયે ભંગ કરે છે.

**ધાર્મિક**—દળવાના તથા ખાંડવાના સંચાથી નિરાધાર બહેનોના તથા ભાઈઓના પેટ ઉપર પાટુ પડે છે ને ઉપરાંત અનેક જીવડાઓ તેમા પીલાઈને, કચરાઈને, મૃત્યુ પામે છે. ચક્કીમા કીડાવાળુ ધાન્ય અણઘડ બાઈ દળાવી જાય છે ને ત્યારપછી સુઘડ બાઈનુ ધાન્ય દળાય છે કે ખંડાય છે, પરિણામે પહેલી બાઈના કીડા તથા ધનેડાંનાં તત્ત્વો ને બાઈના ચોખા તથા આટામા જવા પામે છે. એક તરફ માસાહારી માંસવાળા ટોપલામા ધાન્ય ભરીને

પોતાનું દળાવે છે, ત્યારપછી બીજી બાજુ માસાહાર ન કરનાર બહેન પોતાનું અનાજ દળાવે છે, એથી પહેલા માંસવાળા ટોપલાના દાણાનો લોટ તેના લોટમા ભળી જઇ તેના પવિત્ર ધર્મને પણ ભ્રષ્ટ કરે છે. નીતિવાનને ત્યાનું ધાન્ય તથા અનીતિવાનને ત્યાનું ધાન્ય, ચોરને ત્યાનું ધાન્ય તથા શાહુકારને ત્યાનું ધાન્ય તેમ એક બીજાનું ધાન્ય સેળભેળ થવાથી ધાન્યમાં સ્વચ્છતા અને શુદ્ધતાનું પૂર્ણ રીતે પાલન થતુ નથી.

કેટલીક અણુસમજુ એનો ધર્મઘેલછાને લીધે હાથે દળવા તથા ખાંડવાના સોગન લે છે, અથવા કેટલાક ધર્મ–ગુરૂઓ પાપથી બચવા માટે તેવા સોગન લેવા માટે જાહેર જનતાને બોધ પણ આપે છે. આવા સોગન લઇને તથા આપીને શ્રોતા તથા વક્તા ઉભય પાપ ઘટાડવા જતા પાપ વધારી બેસે છે. હાથે દળનાર તથા ખાંડનાર બેન વિવેકથી કામ કરશે, પોતાથી બનતા જીવોની રક્ષા કરશે, અને સંચામા દળાવવા તથા ખંડાવવાથી તો ઉલ્ટી અનેક પ્રકારની હિંસા વધારશે.

જે ગૃહસ્થાશ્રમીને ખાવું છે તેને પોતાની ક્રિયા વિવેકપૂર્ણ પોતાના હાથે કરવીજ રહી. એટલે આવા ગૃહઉદ્યોગને ઉત્તેજન આપવાથી તથા તેવા ઉદ્યોગને વધાવી લેવાથી સ્વાસ્થ્યધર્મ તથા ધનની પણ રક્ષા થાય છે.

આર્થિક—હવે આપણે આ પ્રશ્નને આર્થિક દૃષ્ટિએ વિચારીએ. કેટલાકની એવી માન્યતા છે કે હાથે દળાવવાથી તથા ખંડાવવાથી સંચા કરતા વિશેષ પૈસા આપવા પડે છે, પણ તે એમનો મિથ્યા ભ્રમ જ છે સંચામા દળાવવાથી આટામા એક શેરે લગભગ અઢી તોલા ઘટ આવે છે, એટલે તેટલો આટો ઓછો થાય છે તથા તેનું સત્ત્વ–ક્ષીર કે જેને 'વીટામીન' તત્વ–શરીરનુ પોષક તત્વ–કહેવામા આવે છે તેનો નાશ થાય છે. આ રીતે સંચાનું દળાવવું તથા ખડાવવું હાથના ખંડામણ કરતા અનેકગણું મોઘું બને છે. ને

ઉપરાત યત્રના સંગવાળું અનાજ (આટો, દાળ, ચોખા) તન્દુરસ્તી રૂપ જીવનધનનો ભોગ લે એ તો વળી વધારામા !

તાજા દળેલા લોટમા તન્દુરસ્તી વિશેપ સચવાતી હોવાથી મુબઈમા એક ગૃહઉદ્યોગ પ્રેમી સજ્જન પોતાના ઉપયોગને માટે પોતાના રહેવાના મકાનની ચાલીના એક ખુણામા ઘંટી રાખતા હતા, ત્યારે તે ભાઈ સિવાય બીજું કોઈ તેનો ઉપયોગ કરતુ નહિ. સને ૧૯૩૨ મા જ્યારે હિંદુ મુસલમાનનુ કોમી રમખાણ થયુ ત્યારે માળામાથી બહાર નિકળાય તેમ હતું નહિ, તેથી નિરૂપાયે આખા માળાના ભાડુતો તે ભાઇની ઘંટીએ વારાફરતી દળવા આવી તેનો લાભ લેવા લાગ્યા.

આ રમખાણ ત્રણ માસ સુધી લંબાયુ અને ત્રણ માસ સુધી આ એકલી ઘંટીએ આખા માળાનો લોટ દળી આપી સેવા બજાવીને આખા ઘઉના ટોઠા રાંધવાની અને ખાવાની મુસીબતોમાથી લોકોને બચાવી લીધા.

આ જીવંત દૃષ્ટાતથી ધડો લઇ મોટા માળાઓમા માળાનો ધણી અગર તો કોઈ સેવાપ્રેમી ભાઈ એકેક ઘંટી રાખે તો તાજા લોટના વપરાશ પૂરતી તન્દુરસ્તી ફેલાવવાનું, હુલ્લડ, અતિવૃષ્ટિ આદિ સમયે સગવડતા આપવાનુ અને દળવાની કસરત પૂરતી તન્દુરસ્તી વધારવાનુ પુણ્ય પ્રાપ્ત કરે અને ઇતર પ્રજાને સુંદર ધડો આપી શકે.

---

## [૪] કંદમૂળ અને કેસર

[ મને આજ લગી ખબર ન હતી કે કેસરનો ઉપયોગ પૂજામા અને પકવાન્નોમા કરવામા આવે છે, તે બહારથી આવે છે અને તેમા ચરબીનો ભેળ હોય છે. રા. મૂલચંદ ઉત્તમચદ પારેખ લખે છે કે "કેસર ઘણે ભાગે સ્પેનથી આવે છે. તેમા લોહી અને ચરબીનું મિશ્રણ થાય છે. દર માસે લગભગ દોઢ લાખ રૂપિયાનુ કેસર સ્પે-

નથી આવે છે. સ્વદેશી કેસર માત્ર કાશ્મીરમાજ થાય છે અને તેની માસિક પેદાશ માત્ર બસેં તોલાની થાય છે એમ કહેવાય છે. કાશ્મીરી કેસરને નામે આવેલા બે ચાર નમૂના મેં મારી પ્રયોગ-શાળામા તપાસ્યા પણ બધા બનાવટી જ હતા તે કેસરજ નહિ." આવી દયામણી સ્થિતિમાં કેસરનો પૂજામા કે પકવાન્નમાં ઉપયોગ કરવો એ તો પુણ્યને નામે પાપ વહોરવા બરાબર છે.

( અંગત વિચારમાથી ) ગાંધીજી ]

તમામ વનસ્પતિમા જીવો છે તેમ કંદમૂળમા* પણ જીવો છે. અન્ય વનસ્પતિ કરતા કંદમૂળમા જીવો વિશેષ હોવાથી ચૂસ્ત અહિંસકો કદમૂળનો ઉપયોગ કરતા નથી કેટલાકના ઘરમા તો કદમૂળ પ્રવેશ પણ કરી શકતુ નથી અને દવા આદિના પ્રસંગે પણ વપરાતુ નથી. કોઈ નવયુવાન બાળક ચૂપકીથી કાદાનો ઉપયોગ કરે તો તે સારૂ તેને કુટુંબી વર્ગ તરફથી ઉપાલભ અપાય છે ને ધર્મગુરુઓ પણ આ વિષયમા રસપૂર્વક સખ્ત ઉપદેશ આપે છે; તેમાય ખાસ કરીને જૈનો તો પોતાના ધાર્મિક પર્વદિનોમાં અન્ય પ્રકારની વનસ્પતિ પણ વાપરતા અચકાય છે. આમ કરવું સંયમની દૃષ્ટિએ સ્તુત્ય છે, અને વૈદિક દૃષ્ટિએ પણ તમામ કદમૂળમા તામસી તત્ત્વો વિશેષ હોઇ તેનો નિષેધ યોગ્ય છે. કંદમૂળ જમીનની અંદર થતા હોવાથી તેને શુદ્ધ હવા તથા સૂર્યનો પ્રકાશ ન મળે એટલે અન્ય વનસ્પતિ જેટલા લાભદાયક ન થાય એ સ્વાભાવિક છે. આ રીતે જીવદયાની દૃષ્ટિએ એટલે ધાર્મિક દૃષ્ટિએ તથા સ્વાસ્થ્યની દૃષ્ટિએ જેટલા પ્રમાણમા કદમૂળનો ત્યાગ થઈ શકે તેટલો ઉત્તમ છે અને આવશ્યક પણ છે, એની ના નથી. પણ જે ચુસ્ત અહિંસકો કે જૈનો કદમૂળ કે વનસ્પતિના જીવો તરફ આટલા દયાળુ હોય તેજ જૈનો કસ્તુરી અને કેસર ગમે

* કંદમૂળ—બટાટા, ડુંગળી, લસણ, આદુ, શકરીઆં, ગાજર, મૂળા, વિગેરે કંદ જમીનની અંદરના ભાગમાં અને મૂળ રૂપે થતાં હોવાથી તે કંદમૂળ કહેવાય છે.

તે દિવસે પ્રસન્નતાથી વાપરી શકે ને કોડ લીવર ઓઈલ ઉપરાંત અનેક પ્રકારના માસ તથા ચરબીનો દવાના નામે ઉપયોગ કરી શકે, છતાં એમને લીલોતરી ખાતા જેટલો સંકોચ અને પાપનો ડર લાગે તેટલો પણ એ પદાર્થો વાપરતા સંકોચ કે પાપનો ડર ન લાગે એ દશા જોનારને એમની બાલીશતા પર દુઃખ થયા વિના કેમ રહે ? કસ્તુરી ને કેસરની ઉત્પત્તિ વિષે તમે જાણતાજ હશો.

કસ્તુરી માટે કસ્તુરીઆ મૃગોને જીવતા મારી નાંખવામા આવે છે એ વાત જગજાહેર છે અને કેસર સંબંધમા પણ એવુ જ છે. ભારતમા (કાશ્મીરમા) તો અમુક હજાર તોલાજ કેસર થાય છે અને દેવમદિરોમા તો દેવોને નામે દરવર્ષે લાખો તોલા કેસર જોઈએ. વળી તે ઉપરાત મનુષ્યો ખાનપાનમા એનો ઉપયોગ કરે છે તે જુદું! એટલે આવક થોડી ને વ્યય વિશેષ હોવાથી દેશાવરથી અહીં નકલી કેસર હિંસક રીતે બનાવીને મોકલવામા આવે છે ને તેવું અપવિત્ર કેસર દેવમદિરમા વિરાજતા દેવોના તથા માનવોના ખાનપાનમાં વપરાય છે.*

**કોડ લીવર ઓઈલ**—કોડ નામની માછલીના કાળજાના તેલને કોડ લીવર ઓઈલ કહે છે એ તેલ તથા એવા અન્ય પદાર્થો ટોનીક તરીકે વાપરવાની સલાહ ડોક્ટર ખૂબ આપે છે અને તેવી અભક્ષ્ય વસ્તુઓને વનસ્પતિની સૂક્ષ્મ દયા પાળનારા અહિંસકો પણ નિઃશંકપણે વાપરે છે.

---

*કેસર કેવી રીતે બને છે ? તે ગાંધીજીના અંગત વિચારમાંથી આ લેખના શીર્ષકમાં વાંચો.

કેસરની અપવિત્રતાની હકીકત જાહેરમાં આવ્યા બાદ ભાવનગર આદિ શહેરોનાં જૈન મંદિરોમાં કેસરનો વપરાશ સદંતર બંધ કરવામાં આવ્યો છે અને કેસરની જગ્યાએ ચંદનનો ઉપયોગ કરવામાં આવે છે. આશા રાખવામાં આવે છે કે અન્ય સ્થળોના જિનાલયોના કાર્યકર્તાઓ પણ આનું અનુકરણ કરશે.

**તુલના**—લીલોતરી વાપરવાથી એક ઇંદ્રિયવાળા જીવોનો નાશ થાય છે એ ખરૂ, પણ કેસર કસ્તુરી ને કોડ લીવર ઓઇલ માટે પંચેંદ્રિય જીવોની હિંસા થાય છે એ ભૂલવુ ન જોઈએ જે જીવદયા-પ્રેમીઓ જીવદયા માટે પ્રતિવર્ષે કરોડો રૂપીયા ખર્ચે તેઓજ ઉપરના પદાર્થો વાપરી પંચેંદ્રિય જીવોને પોતાના નિમિત્તે મરાવે તથા મારનારને પૈસા આપીને આવી રીતે ઉત્તેજન આપે, તે પાપને પાપ માનવા જેટલી પોતાની બુદ્ધિમા પ્રમાણિક સમજ ન રાખે એ અહિંસાપ્રેમીઓને માટે શરમજનક બીના ગણાય.

યુરોપમાય કેટલાક માંસાહારના વિરોધીઓ વસે છે. તેઓ કસ્તુરી કેસર તથા કોડ લીવર ઓઇલ કે એવા બીજા પ્રાણિજન્ય પદાર્થો બિલ્કુલ વાપરતા નથી. ત્યારે પોતાને આર્ય તથા દયાધર્મી મનાવનાર અને લીલોતરી ખાવામાગ સૂક્ષ્મ હિંસા માનનાર દયાળુ વર્ગથી ઉપરોક્ત પદાર્થો કેવી રીતે વાપરી શકાય ? પણ હિંસા તથા અહિંસાને ડગલે ને પગલે જોનાર જીવદયાપ્રેમીઓ પોતાની વિચાર-શક્તિને પોતાના ક્ષેત્રથી જરાય આગળ દોડાવવા રાજી નથી એજ દુઃખની વાત છે.

ઉપરનુ લખાણ જો કોઈ પણ વિચારક મનનપૂર્વક વાચે તો તેને હિંસા શું છે, કેવી રીતે થાય છે, તેનો સચોટ ખ્યાલ આવશે. અહિંસાના ઉપાસકો એટલી વિચારવાની તક લેશે કે કેમ એ એક પ્રશ્ન છે !

---

## [૫] મિલનું કાપડ

જન્મની સાથે મરણ લાગેલુ જ છે જે જન્મે છે તે મરવાના જ. મરણ થયા પછી એ દેહની સાથે સદ્‌ગત આત્માનો કશો સંબંધ રહેતો નથી, એટલે મરેલા ઢોરના ચામડા વાપરવાં એ ધાર્મિક દૃષ્ટિએ બાધક નથી. આફ્રિકામા વસતા લોકો તો વસ્ત્ર ન મળવાથી મૃત પશુઓના ચામડા ઉતારી એમનો વસ્ત્ર તરીકે પણ ઉપયોગ કરે છે.

આપણો દેશ સભ્ય હોઈ અહીંના લોકો કુદરતી રીતે મરણ પામેલા પશુઓના શરીરનું ચામડું પહેરવા તથા ઓઢવામા પાપ અસભ્યતા કે જંગલીપણું માને છે, પણ બૂટ, પાકીટ, પટ્ટા વગેરે અનેક ચીજો કે જે જીવતા જાનવરના ચામડા ઉતારીને વિદેશમાં મોકલી બનાવેલી હોય છે, તે વાપરતા અચકાતા નથી અને એમાં પોતાની સભ્યતા માને છે એ આશ્ચર્યની બીના છે.

**ધર્મભાવના**—જે બજારમા યા મોહલ્લામાં હિંદુની વસતિ હોય ત્યાં તેમની સમીપ ગાય યા બકરૂં મારવામાં આવે તો તે માટે આખા શહેરમા હડતાલ પાડવામા આવે છે, તે સંબંધી ભારે હોહા (ધમાલ) કરવામા આવે છે, અને તે મારનાર ઉપર કચેરીમા ફરીયાદ કરી કેસ પણ ચલાવવામા આવે છે એ વાત તો સુપ્રસિદ્ધ છે. વળી દયાધર્મી સજ્જનો દરવર્ષે પશુઓની રક્ષા માટે પાંજરાપોળો વિગેરેમા લાખો રૂપીયા ખરચી પુણ્ય ઉપાર્જન કર્યાનો લહાવો લે છે. વધુમા વધુ એક કે બે માસ કે અમુક દિવસ જીવનાર એવાં પશુઓની સારી સંભાળ માટે લાખોના ખર્ચે પાંજરાપોળો ચાલે છે! આ રીતે એક તરફ જીવદયાની બાબતમા સૂક્ષ્મમા સૂક્ષ્મ જીવની રક્ષા કરવામાં ધન દયા અને શક્તિના દાન અપાય છે અને બીજી તરફ પોતાના શોખ વિલાસ અને વ્યાપાર માટે વપરાતી વસ્તુઓ માટે અગણિત નિર્દોષ જીવોની હિંસા થઈ રહી છે તેનો લેશમાત્ર પણ વિચાર કર્યા સિવાય તે દૂષિત વસ્તુઓ હોંશથી વપરાય છે, અને બીજાઓને તેવી પાપી વસ્તુઓ વાપરવા માટે લલચાવાય પણ છે. એમા પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અલમસ્ત ગાય, તન્દુરસ્તી ભેંસ અને બળદ જેવા ઉપયોગી અને પરોપકારી પ્રાણીઓનો સંહાર થઈ જાય છે.

**વસ્ત્ર સંબંધમાં**—પ્રાચીન કાળમા આ ભારતવર્ષમા વલ્કલ એટલે વૃક્ષની છાલનાં વસ્ત્રો વપરાતા હતાં તથા સુતરાઉ વસ્ત્રો પણ (હાથકંતામણ અને હાથવણાટના) વપરાતાં હતા. ત્યારે આધુનિક

યંત્રવાદના જમાનામા યંત્રથી વસ્ત્રો બનવા લાગ્યા છે અને રેંટિયો કાતનાર તથા સૂતર વણનાર લાખો સ્ત્રી પુરુષો ધધા વિના નિરાધાર થઈ ભૂખે ટળવળી રહ્યાં છે.

જો આપણે મિલના પાપમય વસ્ત્ર ન વાપરીએ તો લાખો મનુષ્યોને મજુરી મળી શકે અને એમને આડકતરી રીતે જીવિત-દાન પણ મળી શકે. પણ જ્યારથી આપણે વિલાસી બની મિલના વસ્ત્ર વાપરતા થયા ત્યારથી લાખો મનુષ્યો નિરાધાર બની ભૂખથી ટળવળતાં નજરે પડે છે, અને એ બેદરકારીને લીધે ભારતવર્ષનું મરણપ્રમાણ વધતું જાય છે.

**ધાર્મિક દૃષ્ટિ**—તે ઉપરાત ધાર્મિક દૃષ્ટિથી જોઈએ તો મિલના તાતણાને મજબૂત બનાવવા માટે તેમા ચરબી વાપરવામા આવે છે ને તે ચરબી માટે હજારો દૂધાળા જાનવરોને મારી નાખ-વામા આવે છે એ કોણ નથી જાણતુ?

દૂધાળા જાનવરોના અભાવે દૂધ દહીં તથા ઘીની અછત થાય છે તથા પશુના અભાવે ખેતી પૂરા પ્રમાણમા ન થઇ શકવાથી અનાજ મોઘુ થાય છે ને મોઘવારીનો રોગ પણ ગરીબ વર્ગને ક્યા ઓછો પીડે છે?

રેશમ વાપરનાર દયાધર્મીને ખબર પણ નહિ હોય કે એક વાર રેશમ માટે લગભગ ૪૦ હજાર કીડાને ખદખદતા પાણીમા નાખીને મારી નાખવામા આવે છે. અહિંસાના ઉપાસકોએ પોતાના મોજ, શોખ અને વ્યાપાર સંબંધી કેટલી માહિતી મેળવવી જોઇએ તે વસ્તુ આ ઉપરથી સ્પષ્ટ જણાશે.

એક આફ્રિકાનો જગલી હબસી પણ પોતાને ત્યાના મરેલ જાનવરનુ ચામડું પહેરી કે ઓઢી જીવન વીતાડી શકે છે. જોકે સભ્ય જાતિ એને અનાર્ય માને છે, તોય એ અનાર્ય આર્ય ગણાતા ભાઇ-ઓની જેમ મિલોનાં ચરબીવાળા અને હિંસામય રેશમના બનેલાં

વસ્ત્રોના પાપથી દૂર રહી શકે છે. એના જીવનશ્રમમાંથી મિલમાલેકને, રેશમના કીડાઓને મારનાર વ્યાપારીઓને, એવા વસ્ત્રોને વેચનાર દુકાનદારોને, ચરબી વેચનાર કસાઈઓને કે ચૂસણનીતિથી ભરપૂર યંત્રવાદને ઉત્તેજન મળતું નથી આ રીતે એને મૂર્ખ ગણો કે સમજદાર ગણો પણ એનું જીવન આવા પાપોથી અસ્પૃશ્ય રહે છે.

હવે આપણે જરા એક વાર ફરીથી વિચારીએ કે દેહની રક્ષા કાજે કે દેહની લજ્જા ટાકવા માટે સરળતાયે મૃત પશુના ચામડા પહેરનારો જંગલી ઊંચો કે શુદ્ધ અને સાદગીભરી ખાદીને અવગણી વિલાસ મોજશોખ કે માની લીધેલા શૃંગારને પોષવા માટે ચરબીથી ચમકભર્યા લાગતા અને રેશમના સુશોભિત દેખાતા વસ્ત્રો પહેરનાર આર્ય ઊંચો ?

પેટનો ખાડો પૂરવા માટે થયેલો માંસાહારી કે ડોકટરની સલાહથી એવી પ્રાણિજન્ય દવાઓ વાપરનાર દર્દી ઘણીવાર નિરૂપાયે એવું પાપ સેવી નાખે છે પણ એ કૃત્યને નિન્દ્ય અને પાપિષ્ટ માને છે; પરન્તુ શોખ, શૃંગાર કે વિલાસની પૂર્તિ ખાતર હિંસક વસ્ત્રો કે એવા આભૂષણો પહેરનાર ઇરાદાપૂર્વક પ્રસન્નતાથી પાપ સેવે છે; એનુ હૃદય પણ જરાયે ડંખતું નથી.

**શારીરિક અને નૈતિક દૃષ્ટિએ**—એ મિલોમા કામ કરવા માટે જે મજુરોને રોકવામા આવે છે એ મજુરોની દશા પણ કરુણ નપાવટ હોય છે એમના મુખ તથા શ્વાસદ્વારા યન્ત્રના સંચાની ચોક-મય, વજ્રભગ રજ શરીરમા જઇને તેમના ફેફસા સડાવી નાખે છે ને લાખો મજુરોના અતિ ટુંકા આયુષ્યે મરણ નિપજાવે છે. વળી મિલોમા સ્ત્રી તથા પુરુષો અતિ પરિચયમા આવવાથી એમના નૈતિક જીવનનુ કેટલું ઘોર પતન થાય છે, એ અમદાવાદ તથા મુંબઇવાસીઓ જાણતાજ હશે !

પૂર્વ કાળે હાથે કાંતનાર તથા વણનાર પોતાને ત્યાં પશુઓ પાળતા, તેનાં તાજા દૂધ, દહીં, ઘી ખાતા અને દૂધ દહીં ને ઘી

સમાજને પણ પૂરા પાડતા. આજ મિલમજુરો દૂધાળાં પશુઓને સ્થાને મરઘા, બતક, અને બકરા પાળી તેનું ભક્ષણ કરે છે; ઘી દૂધને સ્થાને દારૂ ચાહ તથા તમાકુનો ધુમાડો પીએ છે, ને દારૂના નશામાં પોતાનુ તથા પરનુ અનેક રીતે પતન કરે છે. આજે એ સધ્યાસમયે દેવદર્શન તથા ભજનકીર્તનને સ્થાને આશ્વાસન કે આરામ માટે નાટક સીનેમાના દર્શન કરી વિષયવિકારવર્ધક ઉત્તેજન મેળવી પોતાના જીવનધનનો નાશ કરે છે. કેવી દુર્દશા !

મિલમાલીકના એક વિચારક સ્નેહીએ ટીખળ કરતા બહુ સુદર બોધ કર્યો હતો એ રમૂજી અને બોધક હોવાથી અહી દાખલ કરવો ઉચિત થશે. એણે કહ્યું હતુ કે "રાવણને પોતાનાજ દશ મસ્તક હતા, છતા તે રાક્ષસોનો રાજા ગણાતો હતો ને છેવટે તેનો નાશ કરવાની રામચંદ્રજી જેવા પવિત્ર આત્માને પણ ફરજ પડી હતી. પણ તમારા જેવા અનેક મિલમાલીકો કે જેઓ પોતાની સત્તામાં હજારો મિલમજૂરોને રાખે છે, ને તેમની તન્દુરસ્તીનો વિચાર કર્યા સિવાય તેમને મિલના અધારા ઓરડામાં ગોધી રાખે છે, ત્યા એમને શુદ્ધ હવા કે પ્રકાશ પણ મળી શકતા નથી. તેમના મહેનતાણામાયે નિત્ય કાપ મુકાય છે, અવિશ્રાતપણે રાત્રિ દિવસ એમની પાસે મજુરી લઇ એના બદલામા તેમને ખાવાને પેટ ભરીને રોટલો તથા પૂરતા વસ્ત્ર પણ મળી શકતા નથી, એમની સ્થિતિ હંમેશા દેવાદાર હોય છે, એમનુ સત્ત્વ યંત્રદ્વારા ચૂસાય છે, ને હજારો યા લાખો મજૂરોની મજૂરી તમારા જેવા એક શ્રીમત હડપ કરી જાય છે ને તે હજારો મજૂરોને ભૂખમરો, તથા તેમના લોહીના પરસેવાના પરિશ્રમને પોતાની પુણ્યાઇ માની બાગબગીચા બગલા ને મોટરોમાં મોજ માણે છે, તથા વિવિધ પ્રકારના વિલાસ ભોગવે છેઃ આવા સંયોગોમા રહેલા તમને માત્ર દશ મસ્તકવાળા જ રાવણ નહિ પણ હજારો મસ્તકવાળા મહારાવણ શું ન માની શકાય ?

રાવણનું મુખ સવારે ન જોવાય, તેનું નામ સવારે ન લેવાય,

તેના પાડોશમાં ન રહેવાય, તેની સાથે મિત્રતા ન કરાય અને તેને ત્યાનુ અન્ન તથા પાણી સુદ્ધા ન લેવાય, તો તમારી સાથે મારે કેવો સંબધ રાખવો જોઇએ ?"

મિલમાલીક તો આ સાભળી છક જ થઇ ગયા. એમણે કહ્યું: 'અમારે શું કરવું જોઇએ ?' ત્યારે તેના સ્નેહીએ પ્રેમળ ભાવે આ રીતે જવાબ આપ્યો કે 'મિલમજૂરાને મજૂર તરીકે નહિ પણ તમારા પુત્ર ભાઇ યા મિત્ર તરીકે માની તેમનું પૂરતું સન્માન કરો, તેમને માટે અનેક સગવડો કરી આપો, કારણકે તેઓ તમારા હિસ્સેદાર છે. વળી મિલના કાપડ પર ઓછામા ઓછો નફો ચઢાવી જનતાને સસ્તા વસ્ત્રો પૂરા પાડીને તમે ઓછામા ઓછુ ખર્ચ કરો અને બાકીની તમામ રકમ ગરીબ મિલમજૂરોના જીવનસુધાર માટે વાપરો, તોજ તમે તમારી નૈતિક ફરજ બજાવી ગણાશો, અને એ રીતે તમે માનવસેવા અને દેશસેવા પણ કરી શકશો.'

**મિલોનો ભોગ**—મિલોએ માઇલોના ઘેરાવાની ખેતીની ઉપજાઉ જગ્યા રોકી છે તથા ખેડુતોને લલચાવીને ખેતી કરતા અટકાવી પોતાને ત્યા નોકર રાખ્યા છે. દેશની ધાન્ય તથા પશુ-પાલનની સંપત્તિનો હ્રાસ થવામા આ પણ એક મોટુ કારણ છે. મિલના યંત્રો બનાવનાર પ્રાયઃ માંસાહારી હોય છે, જેથી તે કાપડ વાપરનારના પૈસાનુ જાણ્યે અજાણ્યે પણ એમને ઉત્તેજન મળી જાય છે.

પરદેશમાં મિલોના યંત્રો માટે મહાન્ કારખાનાઓ ચાલે છે, અને એમા હંમેશા લાખો અને કરોડો મણ લોઢા તથા સીસાનો રસ ઉકાળી એના સંચાઓ બનાવવામા આવે છે. આ પરથી એ યંત્રાની કેટલી વિશાળતા હોય છે એની કલ્પના આવી શકશે.

તે યંત્રો અહિં લાવવા માટે લાખોના ખરચે મોટી મોટી આગ-બોટો બધાવવી પડે છે, ને તે આગબોટો દરીયાઇ અનેક જલચર જીવોને પોતાની સામે ધગતાં તીક્ષ્ણ તરવાર જેવાં શસ્ત્રથી, નાના મોટા માછલાં તથા અન્ય પ્રાણીઓને કાપતી પૂરવેગથી અહિં

આવે છે. તે ઉપરાત એમા જે લોખંડ અને કોલસો વપરાય છે તે લોઢાની તથા કોલસાની ખાણોમા કામ કરતા અનેક મજૂરો અનેક પ્રકારના અકસ્માતથી અકાળે મરણ પામી જાય છે. આ રીતે મિલના તથા રેશમના વસ્ત્ર વાપરનાર માટે અનેક દૃષ્ટિએ પાપો છે એમ સમજી શકાય છે. એ બધાનુ ચિત્ર આલેખવા માટે લેખક પાસે એટલો સમય તથા સાધન પણ નથી.

**ગ્રામોદ્યોગ**—મિલના તથા રેશમના વસ્ત્રોમા આપણે જેટલું પાપ અને હાનિ વિષે વિચારી ગયા તેટલુંજ હાથવણાટના વસ્ત્રોમા લાભ અને પુણ્ય છે. એક રૂપીયાના મિલના કાપડમાથી ચાર આના પરદેશીઓના હાથમા જાય છે, ત્યારે ખાદીમા વપરાયેલા સોળે સોળ આના ભારતના અનાથ, ભૂખે મરતા ને ત્યાગી જેવું સાદું જીવન ગુજારતા સંતોષી ભાઇ બેનોના હાથમા જઈ હિન્દુસ્તાનની ચારે દિશાના ખૂણે ખૂણામા ફરી વળીને તેમના પરમ આશીર્વાદ પ્રાપ્ત કરે છે ખાદીનો તિરસ્કાર કરનાર ખાદીનો તિરસ્કાર કરતો નથી પણ પોતાના અનાથ બધુઓનો તિરસ્કાર કરે છે. દેશવાસીઓના તિરસ્કારથી બીજું અધિક નુકશાન કયુ હોઈ શકે ?

આ રીતે એક તરફ આફ્રિકાનો નિર્દોષ પહેરવેશ અને બીજી તરફ આપણો હિંસક પહેરવેશ એ બન્નેની તુલના કરતાય આફ્રિકા-વાસીને જો જંગલી માનીએ તો મિલ તથા રેશમના વસ્ત્રો વાપરનાર આપણે કંઈ જાતના હોઇએ, એ વિચારવાનુ હું પાઠકને જ સોંપું છું.

---

## [૬] શું ખાદી ન જ ફાવે ?

એકદા જે હિંદુસ્થાન સર્વ પ્રકારે વિદ્યાકળાકૌશલ્ય અને આબાદાનીથી ભરપૂર હતો તે તમામ વિશ્વને કાચો માલ તથા પાકો માલ પૂરો પાડતો. આજે એજ ભારતમા વસતી સભ્ય જાતિ જો પરદેશી કાપડની આયાત સદતર બંધ કરવામાં આવે તો થોડા

સમય તો એને જંગલીવત નગ્ન અવસ્થામાજ ભટકવું પડે એવી વર્તમાનની દુઃખદ દશા જોઈ કયા દેશપ્રેમીને હૈડે દર્દ નહિ થાય?

જે ભારતવાસી સપૂતોના પૂર્વજો ખાદી પહેરતા હતા તેજ ભારતવાસી સંતાનોને આજે ખાદી સાદી, જાડી, ખરબચડી ને વજનમા ભારે લાગે છે અને એથી ઘણા દેશહિતેચ્છુઓ પણ મિલના કે પરદેશી કપડા વાપરતા નજરે પડે છે. આથી વિશેષ ખેદ શો હોઈ શકે?

ખાદી દેખાવમા સાદી છે, એ વાત સાચી છે, પણ એમાજ દેશની અને નીતિની આબાદી છે એ વાત ભૂલવા જેવી નથી. ખાદીમા કેટલા લાભો છે, એ વાત હવે કોઈથી અજાણ રહી નથી.

રેશમ તથા મલમલના વસ્ત્રોથી ટેવાયેલ એક સજ્જનને ખાદીની સાદાઈ ગમી અને પહેરવાનો વિચાર થયો. શરૂઆતમા તેમને એમ કરવું ખૂબ અટપટુ દેખાવા લાગ્યુ. છેવટે એક શાંત રાત્રિએ એ વિચારકે ઊંડાણથી વિચાર્યું અને શુદ્ધ ખાદીને અપનાવી, પણ ખાદીનુ જાડું ધોતીઉં વજનદાર હોવાથી એને ખૂબ તકલીફ પડવા માંડી. છેવટે વિચાર કરતા કરતા એને એક માર્ગ સૂઝી આવ્યો. એણે એટલો શરીરનો ભાગ ઢાંકવા માટે પાયજામો યા લેંગો શીવડાવી તૈયાર કર્યો. એક ધોતીયામાથી એવા ત્રણ લેંગા બની શકે, તેમજ દિવસે તથા રાત્રે નિદ્રાસમયે ધોતીયા કરતાં પણ શરીરની મર્યાદા વિશેષ સચવાય અને વળી વજનમાય તદ્દન હલકો ને ધોવામા પણ અતિ સરળ. એને ધોવા માટે થોડું પાણી સાબુ ને થોડો સમય જોઈએ. ઉપર ચઢવામા ઉતરવામા, મોટર, રેલવે ને સાયકલની મુસાફરીમાં તથા દોડવામાં ધોતીઉં પહેરવાથી પગમા ભરાઈ જવાથી પડી જવાનો ભય રહે અને આમાં તો એવું કશુંજ નહિ વળી ધોતીયાથી પગની પીંડી ઉઘાડી રહી જવાથી હડકાયુ કૂતરૂ યા અન્ય પ્રાણીને તે ખુલ્લા ભાગ પર જલદી કરડવાની તક મળે. લેંગામા તો એવું કંઇ જ નહિ–

મિલોમા કામ કરનારા માણસોને ધોતીયાનો એક છેડો ભુલે ચુકે મિલના મશીનના પટામા ભરાઈ જાય તો તે મનુષ્ય પટા સાથે ખેંચાઈ કચરાઈને મૃત્યુ પામે, ને કાતો અંગહીન થાય; અને કદાચ કોઈ વખત રાધવાનુ કામ પડે તો અનભ્યાસને લીધે ભૂલથી ધોતીનો છેડો યા કાછડી સ્ટવ અથવા ચૂલાને અડી જાય તો જીવનનુ જોખમ થવાનો પણ સંભવ રહે, પણ આ પાયજામામા તો એવો કશો ભય નહિ; તમામ ક્રિયાઓ અતિ સ્ફુર્તિથી થઈ શકે. જગલમા ફરવા ગયા હો તો વૃક્ષ ઝાડી કે કાટામા ભરાવાનો ભય તથા ફાટવાનું પણ જોખમ નહિ અને ઉપરાત શરીરની રક્ષા પણ થઈ શકે. આ રીતે ધોતીને સ્થાને લેંગો સર્વ રીતે એ ભાઈને વિશેષ અનુકૂળ થઈ પડયો અને એ ભાઇએ ત્યારથી નિશ્ચિત થઈ ખાદીને સર્વથા સ્વીકારી.

જે ભાઇઓને ખાદીના ધોતીયા જાડાં પડતાં હોય તેઓ આ ભાઈની જેમ લેગાનો—પાયજામાનો ઉપયોગ કરી શકે છે. કેટલાક ભાઇઓ લેગાને મુસલીમ ભાઇઓનાજ પોશાક તરીકે ઓળખે છે પણ એ ભ્રમ માત્ર છે.

પજાબ દેશમા જઇને જુઓ તો સ્ત્રીઓ તથા પુરૂષો આવા લેંગાજ વાપરે છે.

**લેગાના ફાયદાઓ**—ગુજરાત કાઠીયાવાડ આદિ દેશોમા બહેનો મોટી સાડી ને મોટા ઘાઘરા પહેરતી હોવાથી મુંબઇ જેવા શહેરોમા રાધતી વખતે કે દીવો સળગાવતી વખતે અનેક અકસ્માત બનવા પામ્યા છે ને પામે છે એ વાત સૌ જાણે છે. પજાબ વગેરે દેશોમા તેવા અકસ્માતો બનતા નથી કારણકે ત્યા સ્ત્રીઓમા પણ લેંગા તથા નાની ઓઢણી ઓઢવાનો રિવાજ છે. લેંગાના વપરાશથી આર્થિક દૃષ્ટિએ પણ લાભ થાય છે અને કોમળ અંગવાળા યુવક તથા યુવતીઓ પણ પ્રસન્નતાપુર્વક એને વાપરી શકે છે. એ રીતે

શુદ્ધ ખાદી વાપરવાથી મિલના ચરબીવાળા દેશી તથા પરદેશી વસ્ત્રના પાપથી અને અધિક વ્યયથી બચી જવાય છે.

જેઓ ધોતીયાની ખાદી જાડી પડે છે એમ માની ખાદીની પવિત્રતાથી વંચિત રહે છે એવા પુરૂષવર્ગ પાસેથી તો લેખક એટલી આશા જરૂર રાખે કે તેઓ ધોતીયા ન પહેરી શકતા હોય તો લેંગાને અપનાવે કારણકે એમા એમની બધી મુશ્કેલીઓનો સરળતાથી ઉકેલ આવી જાય છે અને ગુજરાતી તથા કાઠીયાવાડી વીરાગનાઓ પાસેથી પણ પજાબની બેનોનુ શુભ અનુકરણ કરવાની આશા કા ન રાખીએ ?

---

## [૭] ધાતુનો ઘડો ને માટીનો ઘડો

ઐતિહાસિક દષ્ટિએ તપાસીએ તો પૂર્વકાળે ધાતુના વાસણોનો વપરાશજ માટીના વાસણોના વપરાશથી વિશેષ ન હતો. એ વાસણનો ઉપયોગ કરતા શ્રી ઋષભદેવ ભગવાને શીખવ્યુ એવો જૈન ઇતિહાસમા ઉલ્લેખ છે. આણુદજી કામદેવજી આદિ જૈન શ્રાવકો કે જેઓ આજથી ૨૫૦૦ વર્ષ પૂર્વે થયેલા તેમના ધનનું પ્રમાણ ચાર આઠ ને બાર કરોડ સોનામહોરો હતું એવી જૈન શાસ્ત્રો શાખ પૂરે છે. આટલું તેમની પાસે અઢળક ધન હોવા છતા તેમના ઘરેમા સોના ચાદી કે બીજી ધાતુના નહિ પણ માટીના વાસણો વપરાતા હતા, એ વાત એ કાળની સાદાઇ અને સમજનું આબેહૂબ ચિત્ર ખડું કરે છે.

ભગવાન મહાવીરના એકાવતારી શકડાલ નામના કરોડાધિપતિ જૈન શ્રાવકને પોતાની માટીના વાસણોની પાચસો દુકાનો હતી એકજ વ્યાપારીને આટલી દુકાનો રાખવી પડે તો તે સમયમાં બીજા કેટલા વેપારીઓ અને એમની કેટલી દુકાનો તથા તેના પ્રમાણમા માટીના વાસણોનો વપરાશ કેટલા વિશેષ પ્રમાણમાં હોવો જોઇએ, એનો પાઠક સ્વયં વિચાર કરી શકે છે.

આણંદજી કામદેવજી જેવા શ્રીમંતો ધારત તો પોતાના ઘરોમા તાંબા પિત્તળને સ્થાને ઝવેરાતથી જડેલા સોના તથા રૂપાના વાસણો રાખી શકે એટલા સમર્થ હતા; છતા તેમના વર્ણનમા માટીના વાસણોનુ વિવેચન શાસ્ત્રકારોએ કર્યું છે પણ ધાતુના વાસણોનો નિર્દેશ માત્ર નથી.

પ્રિય પાઠક ! પૂર્વના શ્રીમંતોય કેવળ માટીના વાસણો વાપરતા હતા ત્યારે આજે ભિખારીના હાથમા પણ ધાતુનાં વાસણો નજરે પડે છે. એ પણ સમયની જ બલિહારી ને ?

**ઘડાના ફાયદાઓ**—ધાતુના વાસણમા રાખેલુ પાણી ધાતુના કાટથી ઝેરી બને છે. ધાતુના બાફથી બફાઇને ગરમ તથા નિ:સ્વાદ પણ થઈ જાય છે; પણ માટીના ઘડામા રાખેલુ પાણી તો સદાય ટાઢું અને મીઠુજ રહે છે. આથી જ શ્રીમંતોનેય પીવાનાં પાણીપૂરતા તો માટીનાં વાસણો ફરજિયાત વાપરવા પડે છે. આ રીતે કરોડો રૂપીયાના રત્નજડિત સોનાના ઘડા કરતા માત્ર ત્રણ પાઈનો ઘડો વિશેષ લાભદાયક છે.

જે રીતે પાણીનુ, એજ રીતે ખોરાકનુ પણ સમજવું. માટીના વાસણોનો વપરાશ ઘટયો અને ધાતુના વાસણોનો વપરાશ વધ્યો ત્યારથી આ ભારતવર્ષમા કેન્સર જેવા અનેક અસાધ્ય અને ભયંકર દર્દો ફૂટી નીકળ્યા.

માટીના વાસણોનો ગામડામા હજુય જેટલા પ્રમાણમા વિશેષ વપરાશ છે તેટલા પ્રમાણમા ત્યા એવાં દર્દો પણ ઓછાં નજરે પડે છે, એ એનો પ્રત્યક્ષ પૂરાવો છે.

તમને ખ્યાલજ હશે કે બિમાર અને અશક્ત મનુષ્યને માટીના વાસણમા રંધાયેલા અનાજને ખાવાની વૈદ્યો વારંવાર ભલામણ કરે છે એનુ કારણ પણ માટીના વાસણની વપરાશમા રહેલો ફાયદો જ છે.

સોના, રૂપા, ત્રાંબા, પીતળ કે લોઢાના તવાની રોટલી કરતાં માટીની તાવડીપર પાકેલી રોટલી વિશેષ કુણી, નરમ અને શાનદા

બને છે. શહેરમા આવી ભરાયેલી વૃદ્ધ અને અનુભવી ડોશીએ ઘણીવાર પોતાની વહુઓ પાસે "તવાની રોટલી ગરમ પડે છે" એવું ફરીયાદ કરે છે પણ શાણી વહુઓના કાન એ વાત સાભળવાની ના કહે છે। પરિણામે નાના બાળકોને પણ ભયંકર દર્દો થઈ આવે છે. પછી ડોકટરોના બીલ અને સમય બન્ને ગુમાવવા ઉપરાંત કુમળા બાળકોથીયે સદાને માટે વિખૂટું પડવું પડે છે.

સોના તથા રૂપાના વાસણો કરતાં પણ માટીનાં વાસણો વિશેષ ઉત્તમ છે. તો પછી તાંબા અને પિત્તળનાં વાસણોની તો વાત જ શી ? પણ આ ભારતવર્ષની અજ્ઞાનતા અને બીજી ગરીબી એ બન્ને આધી એવા પ્રકારની છે કે એને લીધે હમણા હમણા મસ્તા ભાવમા મળતા ઍલ્યુમીનમના વાસણોનો વપરાશ ખૂબ વધી ગયો છે. એથી ઉત્પન્ન થતા દુખ દર્દો જોઈ શરીરશાસ્ત્રીઓ એનો જોર શોરથી વિરોધ કરી રહ્યા છે પણ એની સામે જોવાને ચક્ષુઓ કયા છે ?

**દર્દ થવાનાં કારણો**—ધાતુના વાસણમા રાધવાથી ધાતુનો કાટ અથવા ધાતુના રજકણ ધાન્યમા મળી જાય છે ને તે ધાતુની રજ માનવના પેટમા જઈને આતરડાંને તથા જઠરાગ્નિને નુકશાન કરે છે.

આજે શહેરોમા તમે જોશો તો પેશાબખાના કરતા પણ ડોક્ટરોના દવાખાનાઓ અને દવા વેચનારાઓ અધિક દેખાશે. એ દવાઓના પરમાણુઓ હવામા મળીને જનતાની તન્દુરસ્તીમા ખલેલ પહોચાડે છે. વળી ધાતુના વાસણોમા ખટાશવાળા પદાર્થ કટાઈ જાય છે. કેરીનો રસ તથા શીખડ જેવા મૂલ્યવંત અમૃતમય પદાર્થને પણ આ ગોઝારા વાસણો વિષમય બનાવી દે છે એવો કોને અનુભવ નથી ? સમજુ માણસો કટાયેલા પદાર્થોને ફેંકી દે છે, પણ અજ્ઞાની દયાઘેલાઓ કોઇ ગરીબોને કે પશુઓને દયાભાવે ખવડાવી રોગી બનાવે છે, ને પુણ્ય કમાવા જતા પાપનો પોટલો બાધે છે.

**ધાતુનાં વાસણોથી બીજા ગેરફાયદાઓ**—ધાતુના તીવ્ર

ધારવાળા વાસણ પર કોઈ વખતે અજાણતાં પગ પડી જાય કિંવા માનવના શરીર પર એ વાસણ ઉપરથી પડે તો તેનો ઘા તલવાર જેવો આકરો લાગે છે. તૂટેલા વાસણના ટુકડા ઉઘાડા પગે ચાલનાર સાધુઓના તથા ગરીબના પગને ભેદી નાખે છે.

અર્થશાસ્ત્રની દૃષ્ટિએ પણ જલદી ફૂટી જનારા માટીનાં વાસણો કરતા તાબા પીત્તળના વાસણો સસ્તાને બદલે ઉલ્ટા વધુ મોંઘા પડે છે, કારણકે તાબા કે પિત્તળનો ઘડો ત્રણ રૂપીયામા મળે છે, ત્યારે માટીનો ઘડો માત્ર ત્રણ પાઈમા મળે છે. હવે તેમ વિચારો કે આઠ આના સેંકડાના વ્યાજને હિસાબે ત્રણ રૂપીયાનો દરમાસે માત્ર એક પૈસો આવે અને એ હિસાબે માટીના વાસણ વાપરનાર દર મહિને એક નવો ઘડો પોતાના જીવનસુધી લઈ શકે, છતા તેના ત્રણ રૂપીઆ તો મરણ પછી પણ એમજ કાયમના કાયમ રહે.

વળી માટીનો ઘડો ફૂટી જાય તો તેમા પાણીને સ્થાને ધાન્ય યા આટો પણ ભરી શકાય છે. માટીના ઘડાને શીણ માટી યા લાખથી થીગડું દઈ શકાય છે. વિશેષ ફૂટી જાય તો બીજો ભાગ ભલે રદ થાય તોયે ઉપરનો કાઠલો તો જરૂર કામમા આવે ને નીચેના ભાગનુ કલાડું પણ થઇ શકે. કદાચ કલાડું ન થઈ શકે તો બાળકોને રમવાના કુકા પણ થઈ શકે. કુકાની રમતથી બાળક નિશાળમા અભ્યાસ કર્યા વિના પણ એકથી માંડીને સો ગણત્રી ગણતા શીખે છે, રૂપીયા તથા પૈસાના ભેદને સમજવા લાગે છે; જેવા તેવા ટુકડાને ગોળ બનાવવાની કળા શીખે છે, અને ખરબચડા પદાર્થને લીસો બનાવતા પણ શીખે છે. એ બાળક પોતાને આગણે રૂપીયા તથા પૈસાનુ બાળ ચલણી નાણું બનાવવાની ટંકશાળ ઉભી કરે છે, ને ટંકશાળનું બાલ નાણુ જેને તેને અભેદ દૃષ્ટિએ અને ઉદાર ભાવે આપી દાનનો જીવનોપયોગી મહાન પાઠ શીખી ભવિષ્યમાં દાનેશ્વરી બની શકે છે, એ વાત પણ વિચારવા જેવી તો છે જ.

ક્રિકેટની રમતના અભાવે બાળકોને જાપાનના રબ્બરના ફુગ્ગા-વાનાં રમકડા વાપરવા પડે છે. એના ખરાબ પરમાણુઓ મુખમા જવાથી બાળકોના સ્વાસ્થ્યનો ને ધનનો નાશ થાય છે, એવું એમના માબાપોએ સમજવું જોઈએ.

એકજ વડના બીજમા વનસ્પતિવૈજ્ઞાનિક શ્રી જગદીશચંદ્ર બોઝ પોતાની આંખે લાખો વડવૃક્ષો જોઇ શકે છે તેમ માટીના વાસણમા રહેલ અગણિત ફાયદા મહાત્માજી જેવા અર્થશાસ્ત્રીઓ જોઈ રહ્યા છે, અને એથીજ તેઓ વિવિધ દિશાએ અપરિગ્રહ અને ગૃહઉદ્યોગનો પુનિત પાઠ ભારતને ભણાવી રહ્યા છે.

ધાતુજન્ય વાસણોના પ્રચારથી લાખો કુંભાર કળાહીન થતા જાય છે, તેમના કુટુંબી જનો નિરાધાર બનતા જાય છે, અને એને લીધે નિરૂપયોગી બનેલ કરોડો પશુઓ આખરે કસાઈખાને જઈ વિરામ પામે છે.

માટીના વાસણો વાપરનાર માનવની તથા પશુની રક્ષા કરે છે. તેમા વપરાયેલ પાઈએ પાઈ ભારતમાજ રહે છે ને ધાતુના વાસણો માટે પતરા તથા તૈયાર વાસણો પરદેશથી આવે છે જેથી ભારતની સંપત્તિ પરદેશમાં ઘસડાઈ જાય છે ને એટલો ભારતની દરિદ્રતામા વધારો થાય છે.

માટીનું વાસણ ફૂટી જવાની બીકે પણ ધીમેથી નીચે મૂકવું પડે છે, અને એથી જીવજંતુની રક્ષા થાય છે, એટલુ જ નહિ પણ તમામ વસ્તુઓ ધીમેથી મૂકવાની ટેવ પડે છે. આવી ટેવને લીધે અજાણતા મૂકવા જતાં પણ પોતાના ચશ્મા, ઘડીયાળ, ફાનસ યા શીશી જેવી અલ્પ યા બહુ મૂલ્યવાળી વસ્તુ તૂટવા પામતી નથી.

રાણી તથા મેતરાણીમા આજે પણ અભેદ ભાવે જો એકતા કે સમાનતા સૂચવનાર કોઇ હોય તો તે માત્ર માટીનાં જ વાસણો છે. એમની પવિત્રતા અને પાત્રતાની શી શી પ્રશંસા કરીએ ?

ધાતુનાં વાસણોમા મૂલ્યનું ઓછાવધતાપણું હોવાથી માનવમા અભિમાનને ઉત્તેજિત કરે છે, માનવને સકષાયી બનાવે છે, પણ માટીના વાસણો તો માનવને પોતાની સાદાઈથી સાદાઇનો પાઠ શીખવે છે, તમામ પદાર્થોને વિવેકથી લેતા તથા મૂકતા શીખવે છે અને પોતાની ક્ષણભંગુરતાના ધર્મનો ગુરૂવત્ બોધપાઠ આપી માનવને જાગૃત પણ રાખે છે. આવી માટીના વાસણોની મહાન સેવા કોણ ન ઇચ્છે ?

## [૮] સ્ટવ અને ચુલો

વર્તમાન યુગ વૈજ્ઞાનિક યુગ છે. આજે વિજ્ઞાન પોતાનુ શાસન જલ, સ્થલ તથા નભોમંડળમા સર્વત્ર ચલાવી રહ્યુ છે અને પોતાના તેજમા પતંગીયાવત્ માનવને આંજી નાંખી માનવની પણ પતંગવત્ દુર્દશા કરે છે. પતંગીયુ જેમ વિજળીના પ્રકાશમા માથું નાંખીને મરણ પામે છે તેમ આજે માનવજાત પણ વિજ્ઞાનજ્યોતિનો ભોગ બની છે.

શહેરોમા વિજળીના તથા ગેસના ચુલા ઉપરાત રાધવા માટે સ્ટવ વાપરવામા આવે છે.

**સ્ટવથી થતાં નુકશાનો**—શહેરોમાં સ્ટવના વપરાશથી અનેક અકસ્માતો બને છે. એનો ભોગ બનેલી કેટલીક બહેનોનાં અંગોપાગ બળી જાય છે અને કેટલીક બહેનો તો બળીને ખાખ થઇ જાય છે.

સ્ટવ સળગાવવા જતા તેની જ્વાળા લાગે કે સ્ટવ ફાટી જાય ત્યારે આવા અકસ્માતો ઘણીવાર બને છે.

સ્ટવ પર રસોઈ કરવાથી ગ્યાસતેલના તથા ગેસના દુર્ગંધમય પરમાણુઓ ખાનપાનમા મળી જઈ શારીરિક નુકશાન કરે છે; જોકે નિત્યના અભ્યાસને લીધે માનવ તે ગંધથી એવો ટેવાઈ જાય છે કે તેને અરુચિ ઉત્પન્ન થતી નથી, પણ એ દુર્ગંધ શારીરિક હાનિ તો પહોચાડે છે.

**આર્થિક દષ્ટિ**—સ્ટવની કીંમત પ્રથમ તો ઘણી જ હતી. હમણાં પણ ચારથી પાચ રૂપીઆ તો લાગેજ છે. વળી તે સારૂ પીન પેટ્રોલ તથા ગ્યાસતેલનું ખર્ચ તો ઉભું ને ઉભું. વળી સ્ટવ અનેકવાર ખરાબ થઈ જાય અને એને વારંવાર સુધરાવવો પણ પડે, તેમ છતાં થોડાજ સમયમા નકામો થઈ જાય અને નવો ખરીદવાની ફરજ પડે. આ પ્રમાણે સ્ટવનો વપરાશ અનેક રીતે ખર્ચાળ, અકસ્માતનું ઘર અને તન્દુરસ્તીનો નાશક છે.

માટીનો ચુલો કે સગડી માત્ર એક બે આનાગાં વસાવી શકાય. એ સાધનો એવા છે કે એ જેમ જેમ વપરાય તેમ તેમ તેગનાગા મજબુતી વધતી જાય. ઉપરાંત એમા અકસ્માતના ભયનું તો કારણજ નહિ

**આપણી અજ્ઞાનતા**—વિજ્ઞાનના યુગના તમામ સાધનોમાં વેગ હોય છે. આજ લોકોને વેગ ગમે પણ છે. પણ એ વેગની સાથેજ ઉદ્‌વેગ પણ આવે છે એ ભૂલવા જેવું નથી. સંચામા દળાયેલ આટામાથી કે ખંડાયેલા ચોખાગાથી જેમ વીટામીન–પોષક તત્ત્વો નાશ પામે છે, તેમ કુદરતથી વિરુદ્ધ એવા વિજળી ગેસ કે સ્ટવના સાધનોદ્વારા રસોઈ કરવાથી રસાસ્વાદ તથા સાત્વિકતાનો નાશ થવા પામે છે.

વાસ્તવિક રીતે જોઇએ તો પાકા ફલવત્ સૂર્યના તાપથી પાકેલ કુદરતી પદાર્થજ માનવના ખોરાક રૂપે માની શકાય, પણ ફલોની દુર્લભતા તથા મોંઘવારીને કારણે બહોળી જનતાને ધાન્ય વાપરવું અનિવાર્ય થઇ પડે છે; પણ એ ધાન્ય ઘટીમાં તથા સંચાગા દળાવવાથી તેનું સત્ત્વ નાશ પામે છે. તે ઉપરાત એ લોટને વિજળી ગેસ કે સ્ટવના વેગવતા સંચાથી પકાવતા સત્ત્વ વિશેષ નાશ પામે એ સહજ રીતે સમજી શકાય એવી સ્પષ્ટ બિના છે.

માનવીનો ખોરાક પ્રથગ નંબરે કુદરતી ખોરાક સૂર્યથી પાકેલ ફલાહારજ ગણાય; બીજા નંબરે ઘાસમાં પકવેલ ફલાહાર, ત્રીજે

નંબરે વરાળથી પકવેલ ધાન્ય, ચોથે નંબરે છાણાંના મંદ અગ્નિથી પકવેલ અનાજ, પાચમે નંબરે સાઠીના (ઘાસ) અગ્નિથી પકવેલ, છઠ્ઠે નબરે લાકડાના અગ્નિથી પકવેલ અનાજ, સાતમે નબરે કોલસાના અગ્નિથી પકવેલ ને ત્યારપછી રેલ્વેના કોલસાથી પકવેલ અન્નનો નબર આવી શકે.

ઉપરના ક્રમમા જેમ જેમ નબરો વધે છે તેમ તેમ એની સાથે વિશેપ જ્વલંત સાધનો દ્વારા ધાન્યના સત્વના નાશમા પણ વૃદ્ધિ થાય છે. આવા સંયોગોમા સ્ટવ, ગેસ કે વિજળીના ચુલાથી રાધવામા આવે તો ધાન્યનુ સત્ત્વ કેટલા પ્રમાણમા વિનાશ પામે તે સૌ સરળતાથી સમજી શકશે.

રસોઇ બનાવવા માટે માટીના વાસણ તથા માટીનો ચુલો યા સગડી વાપરવા અતિ આવશ્યક અને ઉપકારક છે. આજે પણ ગામડાઓમા માટીના વાસણો તથા ચુલા જોવામા આવે છે પણ શહેરોમા અને તેમાય વળી શ્રીમતોને ત્યા તો ગેસ કે વિજળીના ચુલા પ્રદર્શન રૂપે ગણાય છે અને તે દ્વારા રસોઈ પકાવવામા આવે છે.

ઉપાયો—શહેરોમા માટીના વાસણો વાપરવા જેમને પ્રતિકૂળ થઈ પડે તેવા સજ્જનો માટે વરાળથી રસોઈ બનાવવાનુ સાધન કે જેને કુકર તરીકે ઓળખાવવામા આવે છે અને જેમા સગડી તથા વાસણો પણ હોય છે એ વિશેપ લાભદાયી છે. આ સાધન વાપરનારને રસોઈ બનાવવા માટે નોકર રાખવાની જરૂર રહેતી નથી; ચારથી પાચ વસ્તુઓ એકી સાથે થાય છે ને તે વાનીઓને સવારમા વાપરો કે સાજે વાપરો છતાં તે રસોઈ ગરમ જ રહેવા પામે છે. તેમા બળી જવાની, ઉભરો આવવાની કે ચોટી જવાની ધાસ્તી રહેતી નથી. કુકરથી પાકેલી રસોઈમા કુદરતી સ્વાદ ને મીઠાશ જળવાઈ રહે છે.

કુકરથી સમયનો તથા કોલસાનો ઘણોજ બચાવ થાય છે. તે સગડી ટીફીનબોક્સ જેવી આવે છે. તેમા નીચે કોલસા અને ઉપર

પાણી રાખવામાં આવે છે; ને તે પાણીની વરાળ થઈને તેના ઉપર મુકેલ ઉપરાઉપરી વાસણોમાં દાળ, ભાત, શાક, ખીચડી, ફરસાણ તથા ઘઉ બાજરીના ઢોકળા આદિ થઈ શકે છે. રોટલીનો કોઈને વિશેષ શોખ હોય તો તેને જુદી બનાવવી પડે. બાકી પોતાના ઘરનાં માણસોની સંખ્યા પ્રમાણે કુકર નાનું મોટું રાખી વરાળથી બનતી રસોઈનો લાભ લઈ શકાય છે. કુકરની યોજના ખાસ કરીને શહેરી જીવન માટે વિશેષ ઉપયોગી છે.

દવાખાનામા રોગીઓને દૂધ પણ વરાળથી ગરમ કરીને આપવામા આવે છે. ઢોકળા વગેરે વસ્તુઓ વરાળથી બનાવવામાં આવે છે તેનો અનુભવ તો પ્રત્યેક વાચકને હશેજ.

જેઓ ગામડામા વસે છે ને નિત્ય માટીના વાસણો વાપરે છે તેમને આવા કુકરની આવશ્યકતા નથી. માત્ર શહેરી જીવનવાળાઓની સગવડતા માટે આ સરળ ઉપાય છે.

ટી. જી. શાહ.

---

## [૯] દાતણ અને બ્રશ

અમેરિકા આદિ દેશોના ચિકિત્સકોએ દાતની સ્વચ્છતા અને સમાનતાથી ઘણા દર્દો મટાડયા છે. દાતને સ્વચ્છ રાખવાની તેઓ વારવાર ભલામણ કરે છે.

ભારતવર્ષમા હમણા હમણા દાતના ડોકટરો વધતા જાય છે. આ ભારતમા સેકડે ૯૫ ટકા માણસો પાયોરીઆના રોગી છે અને એ વાત અક્ષરશઃ સત્ય છે. એથી દાતના રોગીઓ ડોકટરો પાસે મશીનદ્વારા દાત ઘસાવે છે અને ફરીવાર દાત ખરાબ ન થાય એટલા સારૂ બ્રશ તથા વિવિધ પ્રકારના પાઉડરો વાપરે છે, કારણકે અંગ્રેજીમાં કહેવત છે કે 'A clean tooth never decays' એટલે કે સ્વચ્છ દાંત કદી સડતો નથી.

અતિ ઉષ્ણ કે અતિ શીત પદાર્થો ખાવાથી, વારંવાર ખાવાથી
તથા દાંતને ખાધા પહેલા તથા પછી સાફ ન કરવાથી, દાંતમાં
ધાન્યના કણ ભરાઈ રહે છે અને એને લીધે સડો તથા દુર્ગંધ ઉત્પન્ન
થવા પામે છે.

**નિવારણનો ઉપાય**—એક દાતના રોગીનો અનુભવ છે કે
તેણે દાત સ્વચ્છ રાખવા સારુ મૂલ્યવાન બ્રશો વાપર્યા અને ઉંચામા
ઉંચા બેંગાલ કેમીકલના પાઉડરો પણ વાપર્યા, છતા દાતનો દુઃખાવો
અને દાતના હલનની પીડા ન મટી. છેવટે એણે દાતની સ્વચ્છતા
સુંદરતા અને સ્વાસ્થ્ય માટે ભારતવર્ષનું શિક્ષિત શ્રીમન અને શહેરી
ગાનવોથી બહિષ્કૃત એવું દાતણ કે જેના નામમાથી જ દાતની સેવા
કરનાર સેવક તરીકેનો અર્થ સ્પષ્ટ તરી આવે છે તે વાપરવાની
શરુઆત કરી. જ્યારથી શરુઆત કરી ત્યારથી તે આજસુધી તે
ભાઇને દાતની પીડા કદી થવા પામી નથી. બ્રશ તથા પાઉડર વાપર-
વાની અતિ ખર્ચાળ પદ્ધતિ સ્વીકારવાની પોતાની અજ્ઞાના માટે હવે
ઉલ્ટા તેઓ પશ્ચાત્તાપ કરે છે જે બધુઓ દાતની કાળજી માટે વિદેશી
ચા દેશી બ્રશ, પાઉડર, પેઇસ્ટ, ક્રીમ અથવા એવા અન્ય સાધનો
વાપરી પોતાના ધનનો દુરુપયોગ કરતા હોય તેઓ તેમ કરતા પહેલાં
આ ભાઇનો ધડો લે.

**બ્રશ કેવી રીતે બને છે**—બ્રશ કેવી રીતે તૈયાર થાય છે
એ તો તમે જાણતાજ હશો. બ્રશના હાથા સેલ્યુલોઇડના–વિદેશી
મસાલાના બને છે તથા તેના ઉપરના વાળ ઘોડા આદિ જાનવરોના
હોય છે પ્રભાતસમયે તે વાળ તથા હાડકા જેવા બ્રશના હાથાનાં
દર્શન કરી એને પ્રાતઃસમયના મંગલ મુહૂર્તે પોતાના મુખમાં નાખવો
કોને છાજે? એ બ્રશ વાપરવાથી અપવિત્ર પરમાણુઓ શરીરની
અંદર જાય છે તથા જીભ સાફ કરવા માટે ઉલીયા રાખવા પડે છે
તે પણ સેલ્યુલોઇડનાં બને છે, એટલે એને જીભ પર મૂકવા એ પણ
અપવિત્રકર છે.

દાતણ—બાવળ, લીંબડા યા વડના દાતણમા દાતને સાફ કરવા ઉપરાત એ વનસ્પતિમા એવાં સુદર તત્ત્વો છે કે જે દાતના અનેક રોગોનો નાશ કરે છે અને દાંતને વિશેષ મજબૂત બનાવે છે. મોઢામાં થતા ગરમી, ચાદી, અવાળુ આદિ અનેક દર્દોનો એ શીઘ્ર નાશ કરે છે. એનો રસ પેટમાં જવાથી મંદ પાચનશક્તિનો નાશ કરી સ્વાસ્થ્યમા સુધારો થાય છે. વિશેષમા મહાત્મા ગાંધીજી 'હરિજન બંધુ'મા લખે છે કે દાતણની ચીરીઓ પણ નકામી જતી નથી; એને બળતણના કામમા લઇ શકાય છે.

જો દાતણ સુકુ હોય તો એને થોડા કલાક પાણીમા પલાળી રાખવાથી કામમા આવી શકે છે, અને પાણીથી ધોઇને પાછુ એને અનેકવાર વાપરી શકાય છે. આ રીતે એકજ દાતણ અનેક દિવસ ચલાવવું હોય તો ચલાવી શકાય પણ બ્રશને તમે ગમે તેવા તીક્ષ્ણ પદાર્થોથી ધુઓ તોય નિત્ય વપરાશથી તેમાં ઉત્પન્ન થતા ઝેરી કીટાણુઓ નાશ પામી શકતા નથી. કીટાણુઓવાળો બ્રશ હમેશા વાપરવાથી શરીરને નુકશાન કરે છે એવો અનુભવીઓનો અભિપ્રાય છે. એ અભિપ્રાયને વધાવી લેવા સૌને નમ્ર પ્રાર્થના છે.

ટી. જી. શાહ.

---

## [૧૦] હાથીદાંતનો ચુડો

ગૃહસ્થાશ્રમી જીવનમા લગ્ન એ એક અણમૂલો પ્રસંગ હોઈ લગ્નનાં મુહૂર્તો જોવાય એ સ્વાભાવિક છે પણ એ મંગલ મુહૂર્તમાં પણ હાથીદાતનો ચૂડો વપરાય છે, એજ આશ્ચર્યની વાત છે. પવિત્ર પ્રસંગે તો પવિત્રજ પદાર્થો વપરાવા જોઇએ. છતા લગ્નપ્રસંગે મગળ તરીકે હાથીદાતના હત્યારા ચુડા લાવવામા આવે છે અને વર કે કન્યા એ બેમાથી એકના અભાવમા જેમ લગ્ન ન થઈ શકે તેમ જાણે હાથીદાતના ચુડા વિના લગ્નજ ન થઈ શકે, એવીજ માન્યતા ભારતવર્ષની વહેમી જનતામા અમુક વર્ષ થયા ઘર ઘાલી બેઠી છે.

**ધાર્મિક દૃષ્ટિ**—ધાર્મિક દૃષ્ટિએ હાથીદાતનો ચુડો હિંસક છે એમ સ્પષ્ટ કહી શકાય. જોકે એને હાથીદાત કહેવામાં આવે છે પણ તમામ ચુડા હાથીના દાતના નથી બનતા. કેટલાક હાથીના હાડકાના બને છે. હાથીદાતો એટલા મળે પણ ક્યાથી ?

તમોને કદાચ આજસુધી ખ્યાલ નહિ હોય પણ હવે તમારે યાદ રાખવું જોઇએ કે દરવર્ષે માત્ર હાથીદાતના ચુડાઓની ખાતર સાઠ હજાર જેટલી મોટી સંખ્યાના મદમાતા અને નિર્દોષ હાથીઓનો કપટપૂર્વક રીબાવી રીબાવીને સહાર કરવામા આવે છે.

વનના હાથીઓને સહેજે પકડવા અશક્ય હોવાથી એને નીચેની રીતે કપટ જાળથી પકડવામા આવે છે. એક કાગળની બનાવટી છતા દૂરથી સાચી હાથણી લાગે એવી હાથણી બનાવવામા આવે છે. પછી એક ખાડો બનાવી એની ઉપર ઘાસ નાખી એની આસપાસ સાચી હાથણીનો પેશાબ છાટી પેલી કાગળની બનાવટી હાથણીને ઉભી રાખવામા આવે છે. આવુ તર્કટ રચ્યા બાદ કેટલાક શીકારી કે જગલી માણસોને રોકવામા આવે છે. તેઓ હાથીને ભગાડી આ સ્થળે પહોચાડવાનું કાર્ય બજાવે છે. પેલો મદોન્મત્ત અને ભાન ભૂલેલો હાથી આ તર્કટમાં ફસાઈ પડે છે. સાચી હાથણીનો પેશાબ જોઈ એ કાગળની હાથણીને પણ સાચી હાથણી માની લેવાની ભૂલ કરી બેસે છે અને કામાધ બની એની નજદીક જઈ એનો સ્પર્શ કરવા મથે છે.

જેવો સ્પર્શ કરવા જાય કે તુરતજ એ ભયંકર અને પાતાલી ખાડામાં પટકાઈ પડે છે. એ સ્વતંત્ર અને મોકળા જીવનમાં જીવતો હાથી જ્યારે આવી રીતે અકાળે કાળનો કોળીઓ થઈ પડે છે, ત્યારે એ એટલો તો દુઃખી થાય છે અને એવી તો ત્રાસજનક ચીસો પાડે છે કે એ સાભળીને પેલા શિકારીઓ પણ કપી ઉઠે છે.

ખાડામાથી બહાર નીકળવા માટે એ નિર્દોષ પ્રાણી રાતદિવસ વલખા મારે છે, પોતાની તમામ શક્તિઓ ખર્ચી નાખે છે, પગ

પછાડે છે, માથું અફાળે છે; પણ છેવટે કોઈ રીતે ન ફાવતા નિરાશ થઇ જીવનથીયે કંટાળે છે. એની આખમાંથી ચોધાર આંસુઓ છૂટે છે પણ આવા મહાન્ પ્રાણીના અકાળ અને ભયંકર મૃત્યુકાળે એ આંસુ લૂછવા જવાની ફુરસદ કીડી મકોડાની દયા પાળનાર જીવ-દયાના ચુસ્ત પ્રેમીઓને પણ મળતી નથી; એટલુંજ નહિ પણ તેમના ઘરમાજ આ હત્યારા ચુડાનો વપરાશ નજરે પડે છે, એ જાણી કોને દુઃખ નહિ થાય ?

આખા ભારતમા ઓછા કે વધુ પ્રમાણમા આ ચુડાનો વપરાશ તો છે જ, પણ તેમાંય ખાસ કરીને મારવાડ એટલે તો આડો આંક. અજાણ એવી મારવાડણ બહેનો એને પોતાનું સૌભાગ્યચિહ્ન લેખે છે પણ એ એકજ ચુડો રાખીને સંતોષ પકડતી નથી. ઠેઠ હાથના કાંડાથી માડીને કોણી સુધી અને કેટલીક બહેનો તો ઠેઠ ખભા સુધી પહેરે છે. આમા નથી તો જળવાતુ હાથનુ સૌંદર્ય કે નથી જળવાતી હાથની સ્વચ્છતા. દેખનારને તો એ ચુડેલનો જ વેશ લાગે. પણ માર-વાડણ બેનો એને સૌદર્ય અને સૌભાગ્યનુ મુખ્ય અંગ ગણે છે, અને પ્રતિવર્ષે એ ચુડાઓને બદલે છે. ચુડાઓ જેમ જેમ બદલાય તેમ તેમ પોતાનુ સૌભાગ્ય અખંડ રહે, પોતાના પતિનુ આયુષ્ય વધે, એવી એ બહેનોમાં ભ્રમજનક માન્યતા હોય છે. કેટલી મૂર્ખતા ?

ગુજરાત પ્રદેશ શિક્ષિત હોઈ ત્યાની બહેનો મારવાડણ બહેનો જેટલા ચુડાઓનો થોક રાખતી નથી, પણ એક જોડી તો એમને પણ જોઇએ. આમાય મૂર્ખતા તો છે જ પછી ભલે આપણે એને નાની મૂર્ખતામા ગણી કાઢીએ ! સતત માંસાહારી અને માસનું એક બટકુ ખાનાર પણ તાત્ત્વિક દૃષ્ટિએ તો સમાનદોષીજ ગણાય, એ વાત ગુજરાતની ચુડા વાપરનારી બહેનો લક્ષમા લઇ એ પ્રથાથી દૂર રહે.

**આર્થિક તુલના**—આપણે આર્થિક દૃષ્ટિએ એ ચુડાનો વિચાર કરીએ તો એની કિંમત ચાદીના ચુડા કરતાય વધી જાય છે.

એવા ચુડાઓને વારંવાર નંદવાઈ જવાનો ભય છે અને તુટી ગયા પછી એની કશી કિંમત ઉપજી શકતી નથી. અરે, ચુલાના બળતણમા પણ એનો ખપ ન લાગે હાથીદાતનો ચુડો પહેરીને રસોઈ કરતા એ હાડકું ઘસાઇને પવિત્ર અન્નમા ભળી નુકશાન કરે છે, સારાશ કે દરવર્ષે કરોડો રૂપીયાનુ દેશને નિરર્થક નુકશાન થાય છે. એનેજ બદલે જો બેનો સમજીને ચાદી કે અન્ય ધાતુનો સંગ્રહ કરે તો એ ધન આબાદ રહે, પવિત્રતા તથા જીવદયાનું પાલન થાય, અને ભારતવર્ષની પવિત્ર બેનો પતિવિહૂણી–વિધવા થયે જેમ પતિની સાથે એ ચુડાનો અને આજીવિકાનોય વિયોગ થાય છે એ ન થાય.

બેનો આ હત્યારા ચુડાની રૂઢિથી છૂટી લાકડાની કે કાચલીઓની ચુડીઓનો પોતાના સૌભાગ્યચિહ્ન તરીકે ઉપયોગ કરતી થાય એ યોગ્ય છે એ ચુડીઓ અલ્પ મૂલ્યવાન અને વિશુદ્ધ હોય છે. કેટલીક બેનો વિલાયતી રબ્બરની કે સેલ્યુલોઇડની બંગડીઓ વાપરે છે એ પણ યોગ્ય નથી, કારણકે એ વિદેશી હોવા ઉપરાત અપવિત્ર છે એટલે એનો ત્યાગ કરી કેવળ પવિત્ર અને મગળમય એવી શ્રીફળની મગળમય ચુડીઓ વાપરતા શીખે.

---

## [૧૧] ગોપાલન

જોકે આર્યાવર્તના તમામ ધર્મોનો પાયો અહિંસાની મીમાંસા છે, છતા જૈન ધર્મમા અહિંસાની મીમાસા જેટલી સૂક્ષ્મ દૃષ્ટિએ મળે છે અને જૈન ધમના પ્રાચીન ઋષિ મુનિવરોએ પોતાના જીવનથી અહિંસાપ્રચારમાં જેટલો ફાળો આપ્યો છે તેટલો ફાળો અન્ય ધર્મનો નથી એવો વિદ્વાનોનો મત છે; એટલે એ વારસાને પરિણામે આજે પણ જૈન તરીકે ઓળખાવી ગૌરવ લેતા ભાઇઓ સૂક્ષ્મ અહિંસા પ્રત્યે વિશેષ લક્ષ આપે છે. પરંતુ તેઓમા પ્રચલિત અહિંસાની આજની વ્યાખ્યા વિકૃત થવા પામી છે એ જોઇ વાસ્ત-

વિક અહિંસા કેવી અને કયા પ્રકારની હોઈ શકે એ કહેવું પ્રસંગોચિ
સમજી આ વિષય રજૂ કરવો ઈષ્ટ ધાર્યો છે. જોકે આ વિષય
સૌનો છે તોય અહિંસા એ જૈન ધર્મનુ મુખ્ય અંગ હોઇ એનો નિર્દે
કરવો પડયો છે.

**ગોપાલન અને જૈનો**—ગીતાજીમા જેમ ગોપાલન એ વૈશ્ય
ધર્મ સમજાવ્યો છે તેમ જૈન શાસ્ત્રોમાય ગોપાલનની મહત્તા વર્ણવા
છે એટલુજ નહિ બલ્કે આણંદજી અને કામદેવજી જેવા શ્રમણ ભ
વાન મહાવીરના ધર્મધુરંધર શ્રાવકો (સેવકો) એ તો ચાલીસ હજાર
માડીને એંસી હજાર ગાયોનુ પાલન કર્યું હતું એવા શાસ્ત્રોલ્લે
મળે છે. જૈન ધર્મે ગોપાલનની વ્યવહારુ યોજનાને કેટલું મહત્
આપ્યુ છે એનો આ પરથી સહેજે ખ્યાલ આવશે.

આજના કેટલાક જૈન ભાઈઓ ગાય ગખવાથી એને પાણ
પાવું પડે, ઘાસ ખવડાવવું પડે, એની પ્રજાની વ્યવસ્થા કરવી પ
છાણ મૂત્રને લીધે સૂક્ષ્મ જંતુઓને ઈજા થાય, એવી એવી કલ્પ
કરી એ પાપથી ડરીને ગોપાલન જેવા પવિત્ર કાર્યથી દૂર રહે
અને એમને એવા અનેક ઉપદેશકો પણ મળી રહે છે, એ ખરેખ
દુઃખની બીના છે.

એમ ઉપલક રીતે જોઈ સૂક્ષ્મ પાપથી ડરનારા જૈનો આણંદ
અને એવા સુશ્રાવકોના જીવન વિષે કેમ વિચારી શકતા નહિ હોય
એ એક ગભીર પ્રશ્ન છે. ભગવાન મહાવીરે સુદ્ધા જેમનાં ધાર્મિક
જીવનની પ્રશંસા કરી છે એવા ઉચ્ચ કોટિના ઉપાસકો એટએટલા
મોટા પ્રમાણમા ધેનુઓ રાખે અને સ્વધર્મ ભૂલેલો આજનો જૈન
એક ગાય રાખતા પણ મહાપાપની ત્રિરાશી ગણવા મડી જાય, એ
કેટલું બેહૂદુ છે ?

શું આણંદજી જેવા શ્રાવકોને હજારો ગાયો રાખતાં એમને માટે
ઘાસની ગંજીઓનો, પીવાના પાણીનો અને એમનાં છાણ મૂત્રની
વ્યવસ્થાનો બદોબસ્ત નહિ કરવો પડ્યો હોય ? અને એ ઉપરાંત

એટલી બહોળી સંખ્યામાં રાખેલી ગાયોની પ્રજાનો પ્રશ્ન પણ શું એની સામે નહિ આવી પડયો હોય? છતા એ રાખતા હતા ત્યારે એની પાછળ કયો શુભ આશય હતો એ ગોપાલનમા પાપ જોનાર જૈને ઉંડાણથી વિચારવું ઘટે છે.

જેને દૂધ દહીં ઘી કે મલાઈનો ઉપયોગ કરવો છે એને માથે ગોપાલનની જવાબદારી સહેજે ઢળે છે અને જૈનોને માથે તો ખાસ; કારણકે જૈનો પોતે અહિંસક રહે છે અને જગતને અહિંસક રાખવાનો એનો મનોરથ છે. આજે ગોપાલનમા પાપ માનવાથી અહિંસક દેશમા કેટલી હિંસા પ્રવર્તી રહી છે અને એમા જીવદયાના આદર્શ જીવનાર વર્ગ કેટલો જવાબદાર છે, એ જોઈએ.

**દુધાળાં ઢોરની દુર્દશા**—મુબઈ જેવા શહેરને ઉદ્દેશીને જોઈએ તો જનતાને દૂધ તો જોઈએ જ અને ઘેર જનાવર હોય નહિ એટલે દૂધનો વ્યાપાર શરુ થયો. પ્રથમ તો દૂધ વેચાયજ નહિ એવું સમાજબંધારણ હતુ પણ એ તૂટયુ. પરિણામે મુસલમાન, ઘાચી, ભઇઆ તથા ભરવાડ વિગેરે સાધારણ કોમ એના પર વ્યાપાર કરતી થઈ ગઈ. વેપાર અને પાલન બેઉ વિરોધી વસ્તુ છે એટલે એ એના પાળક મટી માલિક અને ભક્ષક બન્યા.

પજાબ ઇત્યાદિ દેશોમાંથી હાથણી જેવી ભેંસો અને ગાયો એ વેપારીઓ ખરીદી લાવે અને પછી વેપાર શરુ કરે. એ જાનવરોને ગાડીમા લાવતી વખતનુ કરુણ ચિત્ર કોણે નહિ જોયું હોય? ભૂખી તરસી એ ગાયો મુબઈના જંકશનમા ઉતરે. એમને રહેવા માટે તબેલા પણ કેવા વિચિત્ર? છતાય જીવન ગાળવું જ પડે. એ વીયાય પણ એની પ્રજાનુ પોષણખર્ચ એના વેપારીને ન પોસાવાથી એ કુમળા બચ્ચા તો કસાઇખાનાનો જ ભોગ થાય. પોતાનાં બચ્ચાને ગૂમ થતું જોઇ એ ગાય કે ભેંસ ચોધાર આસુ વહેવડાવે, એનું વાત્સલ્ય કરમાવાથી દૂધ પણ આવતું અટકે, પરતુ એના માલીકને દયા ક્યાથી હોય? એ તો એ ઢોરને મારી કુટીને કૃત્રિમ સાધનો દ્વારા કુદરત

વિરુદ્ધ નિર્દય રીતે દૂધ કાઢી લે છે અને એના આચળમા સહજ પણ દૂધ ન રહી જાય એ માટે એની ગુહ્યેન્દ્રિયોમા વાંસની ભુંગલીઓ ઘાલી હવા ભરીને પણ તમામ દૂધ ખેચી કાઢે છે. પરતુ એની દુર્દશાનું આ તો માત્ર પૂર્વ ચિત્ર દોરાયુ.

જેમના ઉપર એમના માલીકો નભે છે અને દૂધ પીનારાઓ વિવિધ ખાનપાન દ્વારા મોજ માણે છે, એજ જાનવરોમા કુદરતી નિયમ પ્રમાણે દૂધ ઘટતુ જાય છે અને એ ઘટતા ઘટતા છેવટે ત્રણ કે ચાર શેર જેટલુ માત્ર રહે છે, ત્યારે એના માલીકને ખર્ચ ન પરવડવાથી એના ખોરાકમા ઘટાડો કરે છે અને જ્યારે એમાયે નફો ન રહે એવી સ્થિતિ આવે ત્યારે એને એ ઢોર ભારી પડે છે અને એ હાથણી જેવી ભેંસ કે અલમસ્ત આર્ય જનેતા ગોમૈયા કસાઇને પનારે પડી જાય છે.

આવા જાનવરોનો સહેલાઇથી સંહાર કરવા માટે મુબાઈમાં જ બે મોટા કસાઇખાનાઓ છે. ત્યા એ નિર્દોષ પશુઓ નિર્દય રીતે કપાય છે. કસાઈઓ પહેલાં તો એ કપાનાર ઢોરનુ દૂધ કાઢી લે છે અને પોતાના બાળકોને પાય છે. એટલામા તો ઉઘાડું શિર અને ઉઘાડા શરીરવાળો રાક્ષસરૂપધારી કોઈ એક ઉઘાડા છરાથી દોડતો આવે છે અને એના કોમળ માથા પર કૃપાણ અજમાવે છે. કેટલુક કાર્ય તો મશીન દ્વારા જ થાય છે. આ વર્ણન કરતાય કંપારી છૂટે છે, તો જોનારની તો વાત જ શી? પણ જે મુબઈ જેવા શહેરોમાં આવી નિર્ઘૃણ કતલ ચાલે છે એજ મુંબઈમા જીવદયાના પ્રેમી જનો વસે છે અને હોંશથી એમનુ દૂધ પીએ છે, તેઓ આ બધું કેમ જોઇ શકતા હશે, એ એક આશ્ચર્ય છે.

શહેરોમા સવાર પડે અને સેંકડો દુઝાળા જાનવરોની કતલ થાય છે એ વાત મ્યુનિસીપાલિટી તરફના આંકડા વાચનારથી અજાણુ કેમ હોય?

આટલું જાણ્યા પછી શહેરમા રહી દૂધ, દહીં, ઘી, અને મલાઈ ખાનાર પરોક્ષ રીતે પણ એ વેપારને ઉત્તેજન આપી કસાઈખાને કપાતા નિર્દોષ પશુઓની હત્યા માટે જવાબદારી વહોરી રહ્યા છે એમ માનવામાં કોણ ના કહી શકશે ?

માસાહારીઓ માંસ માટે કપાવે છે એ દેખીતી હિંસા છે; આ પરોક્ષ હિંસા છે; છતા જીવદયાના પ્રેમીઓ ગોપાલન જેવી મહત્ત્વની યોજના વિચારવા માટે હજુ કેમ ઉત્સાહ ધરાવતા થયા નથી એ ગંભીર પ્રશ્ન વિચારક માત્રને મુઝવે તેવો છે.

પ્રત્યક્ષ હિંસા કરતાય કેટલીક વખત પરોક્ષ હિંસાનુ પાપ વધી જાય છે એમ જૈન શાસ્ત્ર વદે છે. જૈન અને ચુસ્ત હિંદુઓ આ વિષયને વિચારી કોઈ વ્યવહારૂ યોજના વિચારી લે, એ પ્રાથમિક જરૂરનુ છે.

જો બજારૂ દૂધ દહીં ને ઘી ખાનારાઓ પશુપાલનની જવાબદારી લે કિંવા પોતાને ત્યા પશુઓ પાળવા શરુ કરે તો તે જાનવરો કસાઇના હાથમા જતા બચી જાય આજે દૂધાળા જાનવરો કે જે માત્ર માસના ભાવે સસ્તા વેચાય છે એ ન ગળવાથી માસ ખાનારને સહેજ મોઘુ પડે અને એમ થાય તો લોકો તેનો ઉપયોગ સહેજે ઓછો કરી શકે. આમ થવાથી કસાઇખાનાંઓ ઘટી જાય અને કસાઇ તથા માસાહારી બન્નેનુ જીવન પલટી પાપથી બચી શકાય. એ ઉપરાત ભારતનુ ( ગૌરવદર્શી ) પશુધન બરાબર જળવાઈ રહે.

પૂર્વે ભારતદેશ દૂધ દહીં ને ઘીનો દરિયો ગણાતો હતો. દર વર્ષે લાખો મણ ઘી યજ્ઞમા હોમાતુ અને એ યજ્ઞમા વપરાયેલું ઘી વરાળ દ્વારા આકાશમા ઉડી જઈ વાદળમા રસકસ પૂરી વરસાદ દ્વારા ધાન્યમાં ય રસ તથા કસને વિશેષ સિંચન કરતુ એવું ઇતિહાસ ભાખે છે. એકજ વર્ષાથી બાર વર્ષ સુધી ન ખૂટે તેટલું ધાન્ય થતું હતું, ત્યા સત્ત્વવિનાની વર્ષાને લીધે છપ્પનીયા કાળને ભુલાવે તેવો મહાકાળમય જમાનો આવી રહ્યો છે.

જે દેશમા દૂધ દહીં અને ઘીની આટલી વિશેષ છૂટ હતી તે દેશમા આજે ચોખ્ખું દૂધ કે ઘી મળવું મુશ્કેલ થઈ પડયુ છે એ કેટલી ખેદની બિના છે ! મોગલ બાદશાહના જમાનામા અઢી રૂપીયે મણ ઘી વેચાતું હતુ તે પરથી દૂધ દહીંના સસ્તાપણાનો ખ્યાલ તો સ્પષ્ટ કરી શકાય તેમ છે. એને બદલે આજે તો ઘીથી મોઘી સત્ત્વ વિનાના દૂધની છાશ બજારમા વેચાય છે ને તે પણ પૂરા પ્રમાણમાં મળી શકતી નથી. પ્રિય પાઠક ! ભારતવર્ષનુ આ કેટલુ પતન !

**ભારત અને અન્ય દેશો**—અફઘાનીસ્તાન, તુર્કસ્તાન તથા જર્મની જેવા માસાહારી દેશોમા દુધાળા જાનવરોને માસાહાર માટે વાપરવાની સખ્ત મનાઈ છે ને એના સખ્ત પાલન માટે રાજ્યે અનેક કડક કાયદાઓ કર્યા છે. જર્મનીના હીટલરે તો ડોકટરી અભ્યાસ કરતા વિદ્યાર્થિઓ માટે પણ એવો કાયદો કર્યો છે કે કોઈ પણ ડૉકટરી પ્રયોગ માટે પણ દુધાળા જાનવરને મારવું નહિ અને એમણે ફિલ્મ દ્વારા પ્રાણીઓના શરીરશાસ્ત્રનું જ્ઞાન પણ આપવાનો પ્રબંધ કર્યો છે. ત્યારે ભારત જેવા અહિંસાપ્રધાન દેશમા પશુધનનો ઉલ્ટો નિત્ય ઘટાડો થાય છે એ કેટલું દુઃખદ છે ? આજના ભારતમા ૩૫ કરોડ મનુષ્યો વસે છે અને દુધાળા જાનવરો તો એના આઠમા ભાગનાયે નથી; એથીજ આજે દૂધ, દહીં, ને ઘી કેવળ શ્રીમંતોનો ખોરાક થઈ પડયો છે; અને સાચું પૂછો તો એ શ્રીમતોને પણ બનાવટી ઘી અને સેપરેટ દૂધ વાપરવા પડે છે.

**બજારૂ દૂધથી થતી હાનિ**—બજારૂ દૂધ પીનાર અનેક રોગોનો ભોગ થઈ પડે છે અને ગાય તથા ભેંસને જે રોગ હોય છે તે રોગ તેનુ દૂધ પીનારને પણ લાગુ પડવા સંભવ રહે છે.

દૂધાળા જાનવર પાળનાર વિશેષ દૂધની લાલચે ઘણી વાર જાનવરને અભક્ષ્ય પણ ખવડાવે છે કે જે સત્ય હોવાની કલ્પના પણ પાઠક ભાગ્યેજ કરી શકે, પણ એ અનુભવની બીના છે. એ રીતે જાણ્યે અજાણ્યે દૂધ દહીં કે ઘી વાપરનાર પાપથી બચતો નથી

પણ પાપના સમુદ્રમા પડે છે. જો દૂધાળા પશુ પાળવામા આવે તો શુદ્ધ દૂધ દહીં તથા ઘી મળે તથા તે જીવોને પણ અભયદાન મળે કરોડો રૂપીયા પાંજરાપોળોમા ખર્ચનાર દયાળુ સજ્જન પણ વિવેક વિના બજારૂ દૂધ દહીં ને ઘી ખાઇને દૂધાળા જાનવરોની કતલમા આ રીતે જાણતા અજાણતાં યે નિમિત્ત બની ગયા વિના રહેતો નથી.

આ રીતે બજારૂ દૂધ આદિ વાપરનાર પોતાના સ્વાસ્થ્યનો ધર્મનો તથા ધનનો નાશ કરે છે. એથી દયાધર્મીને જેમ દારૂ તથા માસ અભક્ષ્ય છે, તેમ દુધાળા પશુઓની કતલને પોષક બજારૂ દૂધ દહીં ઘી તથા મીઠાઈ આદિ પણ અખાદ્ય સમજી તેનો ત્યાગ કરવો ઘટે.

યુરોપમાં કેટલાક શુદ્ધ વનસ્પત્યાહારીઓ એમ માને છે કે દુધાળા જાનવરોના દૂધ તેના બચ્ચા માટે નિર્માયેલ છે, એ દૂધ પર માનવનો હક્ક ન જ હોઈ શકે. સાચો અને શુદ્ધ અહિંસક પશુના બાળકનું દૂધ છીનવીને એ પશુનુ દૂધ ન જ વાપરી શકે, તે દૃષ્ટિએ તેઓ દૂધ, દહીં, ઘી કે માખણ જેવા પદાર્થો વાપરતા નથી.

કેટલાક ચુસ્ત બૌદ્ધ ધર્માનુયાયીઓ પણ અહિંસાની દૃષ્ટિએ દૂધ, દહી અને ઘી જેવા પ્રાણિજન્ય પદાર્થો વાપરતા નથી; તેટલુજ નહિ પણ જેમ જીવદયાનો ચુસ્ત હિમાયતી માસ ખાતો નથી અને ખાનારનો પ્રામાણિક વિરોધ કરી એના પાડોશમાય રહેવા ઇચ્છતો નથી, તેમ જેઓ ઘીમાં તળીને પુરી કે મીઠાઈ બનાવે છે તેવાના પાડોશમા પણ તેઓ રહેતા ડરે છે. તેવા ઘીના તળેલા પદાર્થો ખાનારને પોતાના પાડોશી તરીકે રહેવા દેવા એ તૈયાર હોતા નથી. પ્રતિજ્ઞાનુ કેટલુ સુદર પાલન!

લેખક એ વાત બરાબર સમજે છે કે ભારતની પ્રજાનુ શોણિત દૂધથી પોષાયું છે એટલે એ એનો સર્વથા ત્યાગ નહિ કરી શકે; એટલાજ માટે એ ફરી ફરીને કહે છે કે જો દૂધ વગેરે એ પશુના

પદાર્થો વાપરવા હોય તો એના પાલનની જવાબદારી તમારે સ્વી કારવીજ રહી.

ગોપાલનથી દુધાળાં પશુઓની ઘૃણાજનક હત્યાઓ આપોઆપ અટકી જશે અને ઘરના દૂધ, દહીં, મલાઈ અને ઘી વગેરે સ્વચ્છ સ્વાસ્થ્યકર્તા અને સહેલાઈથી મળશે. આટલું આચરી ભારતવર્ષ સાધનસંપન્ન સજ્જનો દૂધ, દહીં અને ઘીના વેચનારા ભરવાડો ભૈયાઓ તથા ઘાંચીઓ કે જે પોતાનુ દૂધ ઓછું થતા કસાઇખાને કપાવા મોકલે છે તેવાઓને કોઈ પણ ભોગે ઉત્તેજન નહિ જ આપે



## [૧૨] સાબરમતી આશ્રમનું ચર્માલય

તમો સૌ અહિંસામૂર્તિ મહાત્મા ગાંધીજીના નામથી તો ખુબ પરિચિત છો. આજે ભારતવાસી પોતાના પ્રધાન નેતા તરીકે એમને પૂજે છે. એ મહાત્મા ગાંધીજી આજે બીજાં અનેક મહત્ત્વપૂર્ણ કાર્યોને ગૌણરૂપ આપી ગ્રામોદ્ધારની યોજનાઓ ઘડીને રચનાત્મક કાર્ય કરવા પ્રેરી રહ્યા છે. ભારત જેવો આર્ય દેશ દિનપ્રતિદિન નીતિરીતિમા અનાર્યત્વ પોષી રહ્યો છે એ જાણી આર્યધર્મની રક્ષા એમને હાડો-હાડ લાગી છે.

આ ભારતવર્ષમા બૂટ, પાકીટ, પટા, પેટીઓ આદિ વિવિધ વસ્તુઓનો વપરાશ યૂરોપ દેશના અંધ અનુકરણથી વધતો જાય છે એ આપ જાણતા જ હશો. એ બધી ચીજો યૂરોપ જેવી કોમળ સફાઈદાર ને ભપકાદાર બને તે માટે ભારતમા જીવિત પશુઓ કપાવા લાગ્યા છે, જે ગાય ભેંસ કે બળદ કસાઈખાને જવાના હોય છે એ ત્યા જાય તે પહેલાં ચામડાના વ્યાપારી તે પશુઓનાં ચામડાં તપાસી તેમના શરીર પર પોતાના નામના માર્કાનાં લોઢાના ધગધગતા ગીલના પશુ પર ડામ દે છે, કારણકે એ નિશાની હોય તો પેલા ચામડાના વ્યાપારીને એ ચામડું સરળતાથી મળી શકે. એ રીતે બૂટમાં પણ

કોમળતા લાવવા સારુ નિર્દય રીતે પશુધનનો નાશ થાય છે તથા પશુઓ પર ત્રાસ ગુજરે છે. દયામૂર્તિ મહાત્માજી આ બધું કેવી રીતે સહન કરી શકે ? એથી એમને સાબરમતી આશ્રમમા ચર્માલય ખોલવાની જરૂર પડી છે.

એ ચર્માલયમા ચંપલ, બૂટ, પાકીટ અને પટા આદિ વિવિધ વસ્તુઓ બને છે. તમારે એ યાદ રાખવું કે આ ચર્માલયમા બનતી બધી ચીજો કુદરતી રીતે મરેલા મૃત પશુઓનાં ચામડામાથી જ બનાવવામા આવે છે. અહિંસાધર્મના સાચા પ્રેમી જનો હવે ત્યાથી જ લઇને ચંપલ આદિ વસ્તુઓ વાપરે છે ને કેટલાક તો આશ્રમ-માંથી તેવા નિર્દોષ ચામડા પોતાને ત્યા લાવીને તેની યોગ્ય વસ્તુઓ બનાવી અહિંસાધર્મનુ પાલન કરે છે; પણ કેટલાક ભાઇઓ આ વાત જાણતા ન હોવાથી એથી દૂર રહે છે, કેટલાક ભાઇઓ એ ચર્માલયને આભડછેટ માની દૂર રહે છે અને કેટલાક ભાઇઓ અતિ સુવાળા બૂટ ચંપલથી ટેવાઈ ગયેલા હોઇ જાણીને એ લાભથી વચિત રહે છે. એ સૌએ વિચારીને આ ચર્માલયને શુદ્ધ અહિંસક માની ઉત્તેજવુ જોઇએ. અથવા પટા, નાનાં તથા મોટા પાકીટ અને કોથળીઓ કે જે પવિત્ર શુદ્ધ ખાદીનાય બને છે અને એ ભાવમા અતિ સસ્તા ને ટકાઉ હોય છે, તેવા અહિંસક પદાર્થો વાપરવાની દયાધર્મીની પવિત્ર ફરજ છે એ ભૂલવું જોઇએ નહિ.

ધાર્મિક દૃષ્ટિ—ધાર્મિક દૃષ્ટિએ જોતા જે અહિંસક વસ્તુ હોય તેજ પવિત્ર ગણાય એવો નિયમ છે. આ રીતે હિંસક ચામડાની વસ્તુઓ માત્ર દેશમાં બને છે એટલુ જ નહિ બલ્કે કરોડો રૂપીયાનો એ હિંસક માલ દેશાવરોથી પણ અહીં આવે છે. પાઠકને વાચીને આશ્ચર્ય લાગશે યા ગપ્પ જેવુ લાગશે કે કોમળ ચામડાની વસ્તુઓના શોખીનો માટે થોડા વર્ષોથી પંજાબમાથી દર વર્ષે લાખો બકરા તથા ઘેટાંઓના કાચા ગર્ભ પાડીને તેના કોમળ ચામડા ઉતારી વિલાયત મોકલવામા આવે છે ને ત્યાંથી ચામડાંની ચમચમ બોલતી

સુંદર વસ્તુઓ બનાવી લાવવામા આવે છે. એ ચીજો હાથમાં લેતાં રેશમ તથા મખમલ જેવી સુંદર અને કોમળ લાગતી જોઈને અજ્ઞાની જનો એમા મોહાય છે અને એને ખરીદીને એવી મહાન હિંસક પ્રવૃત્તિને ઉત્તેજન આપે છે.

એક છાપામા વાંચવામા આવ્યું હતુ કે છેલ્લા પાચ વર્ષમા ભારતવર્ષમાથી બે કરોડ સાપ વિલાયત મોકલવામા આવ્યા હતા. ત્યા તેઓ સર્પને છંછેડીને મુખ પર રેશમી કોથળીઓ બાધી દે છે અને તે દ્વારા એનું ઝેર કાઢી લેવામા આવે છે. એ ઝેર દવાના કામમાં ખૂબ ઉપયોગી થાય છે અને એમને મારી છેવટે એની સુંવાળી ચામડીમાથી કમરના પટ્ટા તથા તેવી અન્ય નાજુક વસ્તુઓ બનાવવામા આવે છે. આર્ય સંતાન—આર્યને આવી હિંસક વસ્તુઓ વાપરવી કોઈ રીતે ઉચિત ન જ ગણાય.

પોતાના નજીવા સ્વાર્થે ખાતર આવા રાક્ષસી કાર્ય—માનવને ન જ છાજે તેવાં કાર્ય કરવામા તથા તેવી વસ્તુઓ વાપરવામા લેશ માત્ર લાગણી ન ઉદ્ભવે એ દયાધર્મનો વિકાર જ ગણાય.

**આર્થિક દૃષ્ટિ**—પાચ દશ ને સો રૂપીયાની નોટો મૂકવાનાં ચામડાનાં વિલાયતી પોકેટ આવે છે તેમા ભાગ્યેજ એક વેંત જેટલું પણ ચામડું વપરાતું હશે, છતા તેની કિંમત દશ અને પંદર રૂપીઆ હોય છે. આ રીતે આવી વસ્તુઓથી ધર્મનો તથા ધનનો ય વિનાશ થાય છે.

જો બાર આનાના દેશી અને મૃત પશુના ચામડાંથી બનેલ પવિત્ર ચંપલથી પગરક્ષા થઈ શકતી હોય તો પાચ દશ કે પંદર રૂપીયા ખર્ચી ખર્ચમા અને પાપમાં વધારો કરવા કોણ ઇચ્છે ?

શુદ્ધ ખાદીના બનેલા પટા નાનાં મોટા પાકીટો અને કોથળીઓ જો કામ આપી શકે તો ચામડું ય ન વાપરે તો ચાલી શકે. પ્રત્યેક ભારતવાસી ચર્માલયની મર્યાદા સમજી એની પાછળ રહેલી

પવિત્રતા તથા અહિંસક વૃત્તિની ભાવનાને અપનાવશે અને પોતાના દેશના સંસ્કૃતિ, ધન અને વિશુદ્ધિમા ફાળો આપશે એમ ઇચ્છવું અસ્થાને તો નથી જ.

---

## [૧૩] ભાવના અને વ્યાપાર

ભારતમા યંત્રવાદના યુગ પહેલા ઉપયોગી પદાર્થોના ઉપાર્જન અને વિનિમય માટે વ્યાપાર એક સાધન હતુ. હવે ધનપ્રાપ્તિ એ એનું મુખ્ય ધ્યેય બની ગયુ છે.

પૈસા કમાવા માટે મનુષ્યો અનેક પ્રકારના ધધાઓ કરે છે. આજે તમે જનતામા જોશો તો પોતાની માન્યતામા ઘીનો વ્યાપારી શાહુકાર અને શેઠ ગણાય છે, તેનો ધધો ય આદરપાત્ર ગણાય છે અને ચામડાનો ધધો કરનાર અછૂત અને તેનો ધધોય નીચ ગણાય છે. જત સામાન્યની દૃષ્ટિ છોડી હવે આપણે એ વિષયનો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરીએ.

પ્રિય પાઠક ! ઘી તથા ચામડાનો ધધો કરનાર બન્નેની ભાવના મુખ્યત્વે નફો મેળવવાની છે; પણ ઘીવાળાને ક્યારે નફો થાય ? ને ચામડાવાળાને ક્યારે નફો થાય ? એ સંયોગો તપાસીએ તો એમ કહી શકાય કે ઘીનો ભાવ વધવાથી ઘીવાળાને નફો થાગ અને ચામડાનો ભાવ વધવાથી ચામડાવાળાને નફો થાય.

હવે જરા એની ઉડાણમા ઉતરીને વિચારીએ કે ઘીનો ભાવ ક્યારે વધે ? અને ચામડાનો ભાવ ક્યારે વધે ? ઘીનો ભાવ તો જ્યારે દુષ્કાળ પડે અને અનાજ ઘાસ તથા પાણીનો અભાવ થાય ત્યારે જ વધે, કારણકે દુષ્કાળના પરિણામે દૂધાળા પશુઓ મરણ પામે અને જેટલી ઘીની અછત થાય તેટલો તેનો ભાવ વધે. મારાશ કે જો દુષ્કાળ પડે તો જ ઘીના વ્યાપારીનુ ધ્યેય પાર પડે અને એને નફાનો લાભ મળવાથી આનંદ થાય, પણ જો સુકાળ થાય તો

પશુઓ ખૂબ દૂધ આપે એથી ઘીની પેદાશ વધે ને ભાવ ઘટે; એટલે પેલા વેપારીને નુકશાન થવાથી દુઃખ થાય. એની ભાવના તપાસીએ તો એવીજ હોય કે **"આવું વર્ષ ક્યાંથી આવ્યું કે મારા વ્યાપારમાં ખોટ ગઈ?"** ફક્ત થોડા રૂપીયાના લાભ ખાતર દુષ્કાળ તેને સારો લાગે. સારાંશ કે પોતાના નજીવા સ્વાર્થ ખાતર આખા વિશ્વના હિતનું ગમે તે થાય એની એને લેશ માત્ર ચિંતા ન હોય.

હવે ચામડાના વ્યાપારીની ભાવના વાંચો:—ચામડાના વ્યાપારીને તો નફો ત્યારેજ થાય કે જ્યારે ચામડાની આવક બહુ ઓછી હોય એટલે કે પશુઓ ઓછા મરે અને ઢોર તો ત્યારેજ ઓછા મરે કે દેશમાં સુકાળ હોય અને સુકાળ હોય તો સર્વ પ્રજા સુખી થાય એ સ્વાભાવિક જ છે.

આ બન્ને વ્યાપારીઓની ભાવના પરથી પાઠક એટલું તો જરૂર જોઈ શકશે કે ચામડાંનો ધંધો ગમે તેવો હલકો ગણાતો હોય પણ એ ધંધાની પાછળ રહેલું ભાવનાનું તત્ત્વ તો ઉત્તમજ છે. ભાવનાની શુદ્ધિ-અશુદ્ધિ ઉપરજ કર્મબંધનનો મુખ્ય આધાર છે, એમ અધ્યાત્મશાસ્ત્ર વદે છે. એટલે ભાવનાની કસોટીએજ પોતપોતાના ધંધાની ઉચ્ચતા કે અધમતા પ્રત્યેક મનુષ્યે વિચારી લેવી જોઈએ.

અમુક સમાજમા એક એવી વિચિત્ર માન્યતા ઘર ઘાલી બેઠી છે કે બીજા પ્રત્યેક ધંધામા કંઈને કંઈ પાપ તો રહેલું જ છે માટે સૌથી સારો ધંધો વ્યાજનો છે; તેમાં ક્યારેય હાથ પગ હલાવવા ન પડે કે ન સૂક્ષ્મ જીવોની જાણ્યે અજાણ્યે ઘાત કરવી પડે. માત્ર વ્યાજ આવે અને લીલા લહેર થાય !

**વ્યાજવૃત્તિનો નમૂનો**—એકદા સરકારને નાણાંની જરૂર ઉભી થઈ અને એમણે તા. ૨૬–૫–૩૬ ના રોજ બાર કરોડની લોન લેવા સારુ રિઝર્વ બેંકમા ત્રણ દિવસની અંદર રૂપીઆ ભરી જવાની જાહેરાત કરી દીધી. સરકારને તો ત્રણ દિવસમાંય બાર કરોડ રૂપીયાની રકમ ભરાશે કે કેમ, એ પણ શંકા હશે, પરંતુ જાહેરાત થતાં

વારજ વ્યાજખાઉ વ્યાપારીઓના ટોળેટોળાં બેંકમા એટલાં તો ઉભરાઈ પડયા કે ત્રણ દિવસને બદલે માત્ર થોડી મીનીટોમા અને બાર કરોડ રૂપીયાને બદલે ૩૦ કરોડ રૂપીયા ભરાઈ ગયા !

બાર કરોડને બદલે ત્રીસ કરોડ જેવી મોટી રકમ અને તે પણ માત્ર અમુક થોડીજ મીનીટોમાં ભરાઇ ગઈ એટલે સરકારને લોન લેવી તુરતજ બધ કરવી પડી. જો બેંક ત્રણ દિવસ સુધી લોન લેવા માટે ઉઘાડી રાખી હોત તો કેટલા વ્યાજખાઉ વ્યાપારીઓનો કરોડો પડત અને બેંકમા કેટલા રૂપીયાનો ઢગલો થાત, તે કહી શકાય નહિ; આ દૃષ્ટાંત પરથી આપણામાં વ્યાજવૃત્તિ કેટલી ફૂલી ફાલી છે એનો સ્પષ્ટ ખ્યાલ આવશે.

**વ્યાજખાઉ વૃત્તિનું દુષ્પરિણામ**—વ્યાજવૃત્તિની જાળમાં માત્ર વાણીયા વ્યાપારીઓજ નહિ પણ દેવો સુદ્ધા ફસાયા છે. જૈન તેમજ વૈષ્ણવોના દેવાલયોમા પ્રેમી ભકતોએ ધરેલી ભેટોની લોનો લેવાય છે. આજે દેવાલયોના દેવદ્રવ્ય તથા શ્રીમતોના દ્રવ્ય વ્યાજને લોભે પ્રાયઃ મિલોમા, બેંકોમા, પોસ્ટઓફીસોમા કે સરકારને ત્યાં પડયા છે. પરિણામે દેશને આર્થિક સંકડામણુમાં વધુ ને વધુ સબડવું પડે છે અને એ મૂકેલા ધનનો શો ઉપયોગ થાય છે એનો વિચાર કરવાની ફુરસદ કોને છે ?

આજના વિજ્ઞાનયુગમા ધનને લોભે એકબીજાં રાજ્યો પરસ્પર બુરકી રહ્યા છે, યુદ્ધની તમામ તૈયારીઓ કરી રહ્યા છે. એમને કે યન્ત્રવાળાઓને રૂપિયા ધીરનારના રૂપિયાનો કયો મશાલો ખરીદાય છે તે તમો જાણો છો ? એ ધનને પ્રતાપે તોપ, બંદુક, મશીનગન, તોપના ગોળા તથા એક ગોળામાથી કરોડો માનવીનું કચ્ચરઘાણ કાઢી નાખે એવા ઝેરી ગેસ, બોમ્બના ગોળાઓ, એરોપ્લેન અને સહાયક સ્ટીમરો બને છે.

માળવા, મેવાડ તથા મારવાડ પ્રાંતમા જે રેલ્વેઓ બંધાવા પામી છે એમા દેવોનાં દ્રવ્ય કામ લાગ્યા છે. એ રેલ્વે ખાતર યન્ત્ર-

વાદને ઉત્તેજન મળ્યુ એટલે ધાર્મિક અને રાષ્ટ્રીય બન્ને પ્રકારની હાનિ જન્મી.

એક અહિંસાપ્રેમી હિંદુ એક માસાહારી ભિખારી પૈસા માગે તો એને એ પૈસા આપતા ડરશે કે રખે મારા પૈસાનુ એ માંસ ખરીદે! પણ તેજ દયાળુ ગૃહસ્થ ભિખારીને આટો કે ચણા આપતાં અચકાશે નહિ. એક તરફ એ હિંસાનો આટલો વિરોધી છે, બીજી તરફ જ્યારે એજ વ્યાજવૃત્તિને અધીન થાય છે ત્યારે એને એમાં કશો ભય કે પરવા લાગતી જ નથી.

ઘણા હિંદુ અને જૈન જેવા ચુસ્ત દયાપ્રેમીઓ કસાઇઓને સુદ્ધા વ્યાજના લોભે પૈસા ધીરે છે, પઠાણોને અને બીજી હિંસક અને ઘાતકી કોમોનેય ધીરે છે. શું એ વખતે એ દયાળુની દયા કે પુણ્ય પાપની વિચારણા અલોપ થઇ જતી હશે?

કસાઈઓને વ્યાજે આપનાર વ્યાપારીની ભાવનાને તપાસીએ તો એજ હોય કે "કસાઇઓનો ધંધો ધીકતો રહે, **કારણકે જો એ ધંધો ધીકતો રહે તો એમને પ્રતિમાસે મનગમતું વ્યાજ મળે અને એમના રુપિયા ડૂબે નહિ."**

જે જૈન વ્યાપારી પશુપાલનમા અને ખેતીના ધંધામા મહારંભ અને મહાપાપ માની રહ્યો હોય તેજ વ્યાપારી કસાઈઓનો વ્યાપાર ખૂબ ચાલે તો ઠીક એ ભાવના ભાવી રહ્યો હોય, ત્યા અનુકંપા છે કે રાક્ષસી વૃત્તિ છે, દયા છે કે દયાનુ દીવાળું છે, તે એ પોતેજ જરા ઉંડાણથી વિચારશે તો જણાઈ રહેશે.

કસાઇને તો પોતાની જ દુકાનની ફીકર હોય છે અને એ પાપ કરીને પણ પરતાય છે, પરંતુ વ્યાજખાઉને તો એવા સેંકડો કસાઈ આડકો હોવાથી સૌની ચિંતા કરવી પડે છે અને છતાં પોતે પોતાને ધર્મિષ્ટ કહેવડાવી શકે છે. કેવી હળાહળ મૂર્ખતા અને ગેરસમજ!

કેટલાક વ્યાજખાઉ વ્યાપારીઓ કસાઇઓને કદાચ નાણાં નહિ ધીરતા હોય તોય એમની ભાવના શુદ્ધ તો ન જ કહેવાય.

પ્રથમ તો વ્યાજખાઉ માત્ર પ્રવૃત્તિહીન એટલે કે આળસુ જ રહે છે. 'નવરો નખોદ વાળે' એવી સામાન્ય કહેવતમા નર્યું સત્ય ભર્યું છે. આળસુ માણસ આખો દિવસ ગાદી તકિયા પર બેઠો બેઠો આખા જગતનું અહિત તાકી રહ્યો હોય છે, વિલાસી અને વિકારી વાસનાઓને પોષી રહ્યો હોય છે.

વ્યાજખાઉની દૃષ્ટિ શિકારી હોય છે. **પોતાને ત્યાં ક્યારે ગ્રાહક આવે ને ક્યારે એને પકડું એ જ એની દાનતમાં હોય છે.** કોઇ પણ માણસ પૈસા વ્યાજે લેવા તો ત્યારેજ આવે કે જ્યારે એની પાસે બીજું કશું સાધન ન હોય, એને માથે અણધારી આફત આવી પડી હોય, લેણદારોનો પૂરો તકાદો હોય, દુકાળ પડયો હોય કે નોકરી છૂટી ગઈ હોય. અથવા એવા બીજા આફતકારી કારણો ઉભાં થાય એટલે પોતાને ત્યા ગ્રાહક આવે એવી વ્યાજ-ખાઉની ભાવનાથી ફલિત એ થયુ કે એવું દુઃખ બીજાને પડે એમ એ જાણ્યે અજાણ્યે પણ ઇચ્છે છે.

વળી વ્યાજખાઉના હઇડામા દયા તો લેશ પણ ટકી શકતી જ નથી. પૈસા ન આપનારની શી સ્થિતિ છે? એનાં બૈરા છોકરાંઓ કેટલાં દુઃખી છે? એ કેવો માદો છે? વગેરે જોવા એ થોભતો નથી. બસ, એની તો દૃષ્ટિમા માત્ર પૈસા અને તે કઢાવવા માટે કોર્ટ સિવાય બીજું કશું દેખાતું નથી. **"ફલાણો મારા પૈસા નથી આપતો માટે એના પર દાવો માંડું, એની માલમિલકત જપ્ત કરું અથવા જેલનું વોરંટ કઢાવું."** એજ એમની ભાવના. એ ભાવ-નાને પરિણામે બિચારા એ ગરીબની શી વલે થાય? એ વિચારવાની ફુરસદ વ્યાજખાઉને નથી હોતી.

**દાનની શુષ્કતા**—પૂર્વના ભારતવાસીઓમા જે ઉદારતા હતી તે આજે લોપાઈ ગઈ છે એનું કારણ પણ આ નિષ્ઠુર વ્યાજવૃત્તિજ છે, એમ કહ્યા વગર કેમ ચાલે? જમીન, પર્વત, નદી, તળાવ, અગ્નિ, હવા, તથા વૃક્ષો જેવાએ નિર્વાક્ તત્ત્વો જગતપર અનેક ઉપકાર કરી

રહ્યાં છે પણ માનવી આજે પિશાચથીયે નિષ્ઠુર બન્યો છે; શાથી? સંગ્રહવૃત્તિની ભાવના સિવાય એનો બીજો શો ઉત્તર છે? જેમના પૂર્વજોએ કુવાઓ, વાવડીઓ, સદાવ્રતો, ઔષધાલયો, પવિત્ર ધર્મસ્થાનો અને મુસાફરો તથા ગરીબોને રહેવાની ધર્મશાળાઓ બંધાવી લોકોપકાર કર્યો છે, એમના જ સંતાન **વ્યાજના લોભી અને મકખીચૂસ** બની એક પાઈનો પણ પરોપકાર ન કરતાં આજે પ્રજાના શોણિત ચૂસવાની દુકાનો ખોલી બેઠા છે. વ્યાજખાઉ મારવાડીઓ અને વ્યાજખાઉ પઠાણો એકના સો ગણા લૂંટી એક માણસ એની જાળમા ફસાયો હોય તો એના આખા કુટુંબનોય પરંપરાએ ભક્ષ કરી લે છે, એ વાત કોનાથી અજાણ છે?

વ્યાજવૃત્તિથી જન્મતાં અનિષ્ટોને આલેખવા બેમીએ તો પારજ ન આવે; છતા આજે ચુસ્ત અહિંસકો પણ એ વૃત્તિથી છૂટી શક્યા નથી, એ ભારે દુઃખનો વિષય છે. ઘણીવાર કસાઈવૃત્તિ કરતા પણ વ્યાજવૃત્તિ ભયકર નીવડે છે.

જેના હાથપગ ચાલતા ન હોય, બીજો કશો ઉપાય ન હોય, તે એનો આશરો લે એ જૂદી વાત છે. પણ પોતાની પાસે લાખો અને કરોડો હોવા છતાં પોતે સશક્ત હોવા છતા અને ખેતી કે બીજા ધંધામા થતી સૂક્ષ્મ હિંસાનેય પાપ માનવા છતાં જ્યારે એજ દયાળુ વ્યાજવૃત્તિ આદરે છે ત્યારે એનું જીવન પામર અને અધમ જ ગણી શકાય.

વ્યાજવૃત્તિના અનિષ્ટો જોઈ મુસલમાન જેવી કોમનું પણ ધર્મશાસ્ત્ર એને હરામ ગણી છોડી દેવાનુ ફરમાન કરે છે. **જ્યાં વ્યાજવૃત્તિ નથી ત્યાં એક બીજાનાં નાણાં પોતાના જ્ઞાતિ ભાઈ, ધર્મ ભાઈ કે દુઃખી જનોના કામમાં આવે છે, લોકો પર અપાર ઉપકાર થઈ શકે છે.**

કેટલાક વ્યાજવૃત્તિ પર નથી જીવતા પરંતુ એ પણ એવા વ્યાપારો કરતા હોય છે કે જે વ્યાપારો દેખીતી રીતે શુદ્ધ અને

અહિંસક દેખાતા હોવા છતાં એની પાછળનું ભાવનાનું તત્ત્વ ઘણુંજ અનિષ્ટ હોય. હવે આપણે એવા વ્યાપારોની મીમાંસા કરીએ.

**સટ્ટો**—એ ભયંકર ધંધામાં પ્રથમ નંબર સટ્ટાનો આવે છે. કેટલાક ભાઈઓ ખેતીનો ધંધો કે જેના પર આખા વિશ્વનો મુખ્ય આધાર છે તેમજ જે ધંધાની પાછળ **"વૃષ્ટિ થાઓ અને ધાન્ય ખૂબ પાકો"** એવી જગહિતની ભાવના હોય છે, એને હિંસાનો ધંધો માને છે; અને સટ્ટામા કે શેરના ધંધામા તો કશી જ હિંસા નહિ એમ માની એને પવિત્ર માને છે એ કેટલુ અવાસ્તવિક છે તે જોઇએ.

સટ્ટો જગતમા ઝેરનો પ્રચાર કરે છે. ભારતવર્ષના ગામડે ગામડે એણે ઘર ઘાલ્યુ છે. પાટીવાળો હેલકારી કે મજુર કાળી મહેનત કરીને આનો બે આના મેળવે છે તેના પેટની રોટલીયે સટ્ટો અને શેર ઝુંટવી લે છે. સટ્ટો એ દેખીતો જુગાર છે

નાનાં બાળકો પાઈ તથા પૈસે રમે તો તેના માબાપો તેમને માર મારે અને પોલીસ પણ એને ગુન્હેગાર ગણે, પણ આજે બજારમા છડેચોક હમેશા હજારો તથા લાખો રૂપીયાની હારજિત કરનાર સટોરીયાને સરકાર, સમાજ કે જગત ચોર કે ગુન્હેગારને બદલે શાહુકાર માની એને સન્માન અને ઇલ્કાબ એનાયત કરે છે. દેશની બેકારીનુ ઊંડું મૂળ સટ્ટામા સમાયેલું છે. એક રોટલા માટે બે બિલાડીઓ લડીને જ્યારે તેનો ન્યાય કરાવવા વાંદરા પાસે ગઇ ત્યારે વાંદરો તમામ રોટલો ખાઈ ગયો ને બિલાડીઓ રોતી રહી. તેવીજ રીતે અજ્ઞાની અને મૂર્ખ શિરોમણી શ્રીમંતો પરસ્પર ધનના લોભે સટ્ટામા હારજિત કરે અને તેમા ઈન્કમટેક્ષ, તાર, ટપાલ, રેડીયો, વાયરલેસ તથા રેલવે આદિ સાધનો દ્વારા પ્રતિવર્ષ કરોડો રૂપીયા ખેંચાઈ જાય, એ સટોરિયાઓની કેવી મૂર્ખતા ?

**સટ્ટામાં દેશની દુર્દશા**—ભારતના સટોરીયાઓ પાસે એક અબજ રૂપીયા હોય તો ૫૦ વર્ષમા ૫૦ કરોડ તેમના ગોનાના

ખાનપાન ને વિલાસમાં ખર્ચાય અને ૫૦ કરોડ ઇન્કમટેક્ષ આ[illegible] જાય. આ પ્રમાણે ૫૦ વર્ષ ચાલે તો ભારત આજે છે તે કે[illegible] સાવ ભિકાર અને નિર્ધન બની જાય. તે સિવાય આ ધંધાની પા[illegible] ળની ભાવના કેટલી ભયંકર અને પાપિષ્ઠ છે એ કોનાથી અજ[illegible] છે? સટોરિઆઓ એક બીજાનું ધન લુંટવાની જ ક્રિયા કરે[illegible] શ્રીમત સટોરીઆઓ બજારના ભાવોની વધઘટ પોતાની ઇચ્છાનુસ[illegible] કરી શકતા હોઈ એ પાચ દશ શ્રીમંત સટોરીઆઓ કમાઈ જ[illegible] છે, ને બીજા હજારો ગરીબ સટોરીયાઓ અને આખો દેશ પા[illegible] માલ થાય છે.

કાઠીયાવાડના એક સટોરીયાએ થોડા સમય પહેલાંજ ૮૫ લા[illegible] રૂપીયા ગુમાવ્યા ને હવે એને પોતાને નોકરી કરવાનો સમય આવ્[illegible] છે. એની સ્થિતિ કેટલી કફોડી છે તે કથી શકાય તેમ નથી. [illegible] પ્રમાણે ધનવાનો પણ પાપમય ભાવનાને લીધે ફસાય છે અને દુઃ[illegible] ઉપાર્જન કરે છે. કેટલાક તો આવી રીતે આવી પડેલી નિર્ધનતા[illegible] દુઃખથી મુક્ત થવા માટે ઝેર યા બંદુકની ગોળી ખાઇ આત્મહત[illegible] પણ કરે છે. વળી તેજીવાળા મંદીવાળાનું અનિષ્ટ ઇચ્છે છે; મંદીવાળા તેજીવાળાનું અનિષ્ટ ઇચ્છે છે. એમ એક બીજા માંહે માંહે પણ એક બીજાનું અનિષ્ટ ઇચ્છયા કરે છે. ૧૯૭૪ની સાલ[illegible] રૂના ભાવ એક હજાર સુધી વધવા પામ્યા હતા ત્યારે તેજીવાળા[illegible] આનંદનો પાર રહ્યો ન હતો. (વર્તમાનમાં તેજ રૂના ભાવ ૨૦૦ રૂા. છે[illegible]

તે સમયે યુરોપના ભયંકર યુદ્ધમાં લાખો મનુષ્યની ખુવા[illegible] થઇ હતી. તે લડાઇમા તોપના ગોળા સાફ કરવા તથા તેમાં ભર[illegible] માટે રૂનો ઉપયોગ થતો હતો ને બીજી બાજુ અતિવૃષ્ટિ થવા[illegible] તમામ પાકનો નાશ થયો હતો, એટલે એક તરફ અનેક માનવો તથ[illegible] પશુઓનો સંહાર થતો હતો, લડાઇ, દુષ્કાળ, પ્લેગ ને ઇન્ફલ્યુએન્[illegible] વિગેરે ભયંકર દર્દોને લીધે લોહીની નદીઓ વહેતી હતી, ત્યારે બીજ[illegible] તરફ તેજીવાળા સટોરીયા પ્રસન્ન થતા હતા! કેટલી નિર્દયતા!

દુનિયામા જ્યારે ભયંકર લડાઇ, દુષ્કાળ, રોગ યા આગ લાગે ત્યારે રૂ તથા ધાન્યના વ્યાપારીઓને લાભ થાય ને જો વર્ષ સારા આવે તો તેઓને નુકશાન થાય; માટેજ એમની ભાવના સદા અનિષ્ટ-મય રહે છેજ. કસાઇ તો એ કે ચાર બકરાને જ મારે અને પોતાના ધંધાને પાપમય માની પોતે પશ્ચાત્તાપ પણ કરે, પણ આ સટ્ટાદ્વારા તો વ્યક્ત કે અવ્યક્ત રીતે અગણિત માનવોનું રક્ત ચૂસી ચૂસીને માનવ તથા પશુઓના જીવન ધન પણ નષ્ટ થાય, છતા એ સટો-રીયાઓ પોતાના જીવનને પવિત્ર અને પરમ ભાગ્યશાળી માને એ કેવું આશ્ચર્ય !

શેરના વ્યાપારીઓની પણ આવીજ દશા છે. એ મિલના મહા-આરંભી યંત્રવાદને ઉત્તેજન આપી રહ્યા છે. એમની ભાવના પણ હાથ પગ હલાવ્યા વિના કમાઇ લેવાની હોય છે. પાચ રૂપીયાનો મિલનો, રેલ્વેનો, ટ્રામનો યા બેંકનો શેર લેનાર તે મિલ, રેલ્વે, ટ્રામ કે બેંકની તમામ પાપી પ્રવૃત્તિનો ભાગીદાર બને છે. શેરના ધધાદારીઓની ભાવના પણ સટોરીયાઓના જેવીજ મલિન હોય છે.

શ્રીમત સટોરીયાઓ તથા શેરોના વ્યાપારીઓ દેશની સમૃદ્ધિમા વધારો કરતા નથી, પરતુ દેશની સંપત્તિ ઘટાડે છે. દેશનો હિતૈષી અને સાચો વ્યાપારી તેજ છે કે જે પોતાના ધધાથી દેશની સમૃદ્ધિમાં વધારો કરી શકે. જુઓને જઇને જાપાન. વ્યાપારથી એ કેટલી ઉન્નતિ કરી રહ્યું છે ? જો ભારતમા પશુપાલન ને ખેતીવાડી ન હોત તો ભારત આજે પરમ કગાળ સ્થિતિમા હોત. ભારતમા જે કંઇ સમૃદ્ધિ દેખાય છે તે પશુપાલન ને ખેતીવાડીનો જ પ્રતાપ છે. એટલે એવા પવિત્ર ધંધાઓ તથા ગૃહઉદ્યોગને ઉત્તેજન મળશે તો જ ભારત પોતાની સંપત્તિ સાચવી શકશે. અન્યથા વર્તમાનનો યત્રવાદ, સટ્ટાવાદ, કે શેરવાદ ભારતની નિર્ધનતામા વધારો કરે છે ને પોતાના પગ પરજ કુહાડો મારવાની પ્રવૃત્તિ સેવી રહ્યો છે, તે ક્યા જઇ અટકશે એ કહી શકાતું નથી.

આ ઉપરથી પાઠક આટલું વિચારે કે જેને સમાજમાં જીવવું છે એણે ધંધો કરવોજ રહ્યો અને **કોઇ પણ ધંધો પોતે ઉંચ કે નીચ છેજ નહિ, માત્ર જે ધંધામાં મનુષ્યની ભાવના પવિત્ર રહે અને જેથી જગતમાં સુખ અને શાંતિનો વધારો થાય એજ ધંધાની પવિત્રતાનુ ધોરણ છે.** જે ધંધા પાછળની ભાવના મલિન હોય તે ધંધો સારો દેખાતો હોય તોયે ખરાબ છે અને તેનો કરનાર પણ નીચ ગતિને જ પામે છે, એ વાત સૌ કોઈ લક્ષગત રાખે.

---

## [૧૪] સોનામાં તે શું પાપ?

રાજા રાવણનુ નામ જાણીતું છે. લકા આખી સોનાની હતી. એમા રહેનાર રાક્ષસોના નામથી ઓળખાતા કારણ કે એમની ભાવના રાક્ષસોની હતી. એનો રાજા રાવણ પણ રાક્ષસ ગણાતો. એ સુવર્ણ-મયી રાક્ષસી નગરીનો રામચંદ્રજીએ નાશ કર્યો હતો, એ વાત પ્રત્યેક ભારતવાસી જાણે છે.

વિજ્ઞાનની નવી નવી શોધો ને યત્રોનો આવિષ્કાર કેવળ એક રાક્ષસી વૃત્તિ–સુવર્ણવૃત્તિના જ પોષણને આભારી છે. યુદ્ધ અને અશાતિમા એમનો ફાળો જ મુખ્ય છે એમ માનવું પડશે.

આગગાડીના ડબ્બામા બેઠેલો એક માણસ જો પોતાના હાથ પગ ને પેટ ફુલાવીને ચાર માણસોને બેસવાની જગ્યા રોકે તો તે જેમ રાક્ષસ જેવો ગણાય, તેવી રીતે ખાનપાન, મકાન, વસ્ત્ર ને આભૂષણમા સામાન્ય માનવી કરતા જેટલા પ્રમાણમા વિશેષ ખર્ચ રાખે તેટલા પ્રમાણમા તે અસતોષી એટલે શોષણવૃત્તિ અને રાક્ષસી વૃત્તિવાળો ગણાય એ દેખીતી વાત છે.

પ્રિય પાઠક ! સોનાની નગરીમા વસનાર પોતે રાક્ષસો નહોતા, એ પણ મનુષ્ય જેવા મનુષ્યોજ હતા. માત્ર તેમનામાં સંતોષ વૃત્તિ

અને સાદગીનો અભાવ હતો. સોનાનું જોર અને લોભ હતા એટલે એ પ્રજાને રાક્ષસીનો ઈલ્કાબ મળ્યો.

માનવના શરીર માટે અન્ન તથા વસ્ત્ર પર્યાપ્ત છે, ને કુદરત નિયમિત રીતે તે પૂરા પાડે છે, તે માટે માનવને વિશેષ પાપાચરણની આવશ્યકતાયે નથી; પણ શરીરને લગતા અનાવશ્યક અને વિલાસ-વર્ધક આભૂષણો તથા મોજશોખના સાધનોને લીધે જ વર્તમાનમા આટલા ઉદ્‌વેગી વેગવતાં યંત્રો વધતા જાય છે ને તેના પ્રતાપે વેગ ત્યા ઉદ્‌વેગના ન્યાયે ઉદ્‌વેગ પણ વધતો જાય છે, એમા કોણ ના કહી શકશે?

તમને ખ્યાલ તો હશે જ કે શુકનશાસ્ત્રની અપેક્ષાએ પણ શ્રીફળ જેટલું મંગળ ને શુભસૂચક ગણાય છે તેટલુંજ સુવર્ણ અમંગળ ને અશુભસૂચક ગણાય છે. રાત્રે સ્વપ્નમા યા પ્રાતઃસમયે જો સુવર્ણનાં દર્શન કે સુવર્ણનું રસ્તામાથી જડી આવવું થાય તો તે પણ અપશુકન થયા ગણાય. આટલી હદ સુધી એને અમગળ ને અશુભ-સૂચક માનવામાં આવે છે. એમ સમજવા છતા આખો સમાજ સુવર્ણના મોહમા ખેંચાઇને અનેક અધર્મો આચરે છે તે પરમ આશ્ચર્યની બીના છે.

શ્રીફળ માગલિક હોવાથી એમાથી બનતા ચૂડા તથા બંગડીઓ પણ માંગલિક જ ગણાય છે અને સુવર્ણના આભૂષણો તો તેટલાં જ અમંગળરૂપ છે.

તમામ પ્રકારના પાપનો ઉત્પાદક સુવર્ણમોહ છે. સુવર્ણમોહ તે પાપના દરિયા સમાન છે ને બીજાં બધા પાપો નદીઓ સમાન છે અને તે નદીઓ તેમાં આવીને જ મળે છે. સુવર્ણ માટે વિશ્વમા જે અનેક પ્રકારની પાપપ્રવૃત્તિઓ ચાલે છે એને આપણે ટૂંકા-ણમાં વિચારીએ.

ધાર્મિક—સોનાની ખાણો માઈલોની લાંબી તથા ઉંડી હોય છે. તેમા કામ કરનાર મજૂરોને શુદ્ધ હવાય મળી શકતી નથી, જેથી

તે ખાણો ૧૦ થી ૧૨ વર્ષમાં મજુરોનાં સત્વને ચૂસીને કેવળ હાડ-પિંજર રાખી એને શ્મશાન જોતા કરી દે છે

કસાઈખાનામા પશુ તથા પક્ષીઓ કપાય છે-ને તેમનાં સત્વ ચૂસાય છે, ત્યારે સુવર્ણની ખાણોમા તો મનુષ્યો કચરાય છે, દટાય છે ને એમનાં જ સત્વ ચૂસાય છે.

માસાહારી માસ ન ખાય તો કસાઈખાના કેવી રીતે ચાલી શકે ? જેમ માસાહારી માંસ ખાઈ નવા કસાઈખાનાંઓ ખોલવાનું નિમિત્ત બને છે, તેમ સોનું વાપરનાર સોનાની ખાણોને ઉત્તેજન આપી આ રીતે એમના દુઃખનો નિમિત્ત બને છે. વળી સોનું ખરીદવા માટે અનેક ગરીબોને છેતરીને ધન ભેગું કરવું પડે છે. દગા ફટકા અને ચોરી લબાડી કે જુઠુ આચરવું પડે છે તથા પોતાના હૃદયમાં રહેલી લાગણીનો-પ્રેમધર્મનો નાશ કરવો પડે છે એ તો જૂદું !!!

**સામાજિક**—સોના અને એવા વિવિધ આભૂષણો તથા વસ્ત્રો પહેરીને ફરતી સ્ત્રીઓને વિષયી અને અત્યાચારીઓ દ્વારા અનેક અનિષ્ટો નડયાં છે અને એમના શીલ અને જીવનના કરૂણ અંત આવ્યા છે, એ કોણ નથી જાણતુ ?

સોનાના દાગીના પહેરીને ફરતાં કેટલાએ બચ્ચાઓના લુટારુઓને હાથે નાક કાન તૂટી ગયા છે, હાથ પગ મરડાઈ ગયા છે, લુચ્ચાઓનો માર પણ સહન કરવો પડ્યો છે, અને અનેકના જાન પણ લુટાઈ ગયા છે. એ વાતો તો દૈનિક પત્રોમાં પ્રતિદિન વાંચવામાં આવે છે.

**શારીરિક**—બાળકોના સસ્કાર અને જીવનના ઘડતરની જવાબદારી માતા પિતાને શિર છે. તમારે તમારા છોકરાઓને જો નિડર, બહાદુર, વીર ને સાહસિક બનાવવા હોય તો એમને કદી સોનું પહેરાવશો નહિ. એમને હોશીયાર બનાવવા હોય તો છુટા ફરવા દેવાં જ જોઇએ અને સોનું પહેરાવી છુટા ફરવા દેવાં એ તો મહાન

જોખમભરેલુ છે. એમની તન્દુરસ્તી ખુલ્લી હવામા ફરવામાં રહેલી છે અને ખુલ્લી હવા તો શાંત એકાંત જંગલ કે એવાજ ચોગાનમા હોય. આભૂષણ પહેરનાર ચોરાઇ જવાની બીકે ખુલ્લી હવાનો લાભ ન લઇ શકવાથી પોતાની તન્દુરસ્તી જોખમમા નાંખે છે, અને વૈદ ડોકટરના પૈસા ખર્ચી નિર્ધન બને છે. ટૂંકમા વાચક મહાશય એકાંતમા બેસીને વિચાર કરે તો એમને સહેજે જણાઇ આવશે કે વિશ્વની તમામ વિકૃતિનું મૂળ સુવર્ણમોહ જ છે.

સુવર્ણમોહની આપત્તિ ટાળવા માટે સ્પાર્ટા દેશના બાદશાહ 'લાઇકર ગસે' તો પોતાના રાજ્યમાથી સોનાને સંપૂર્ણ દેશવટો દીધો હતો અને એના રાજ્યમા ગુન્હેગારોને ગુન્હાની સજા પણ સોનાની અતિ વજનદાર એવી બેડીઓને હાથ પગમા પહેરાવીને કરવામા આવતી અને ફાસીના ગુન્હાપાત્રને નાક, કાન, તથા ગરદન તૂટી પડે તેવા વજનદાર હીરા મોતી અને સુવર્ણના આભૂષણો પહેરાવી ફાસીના લાકડે ચઢાવવામા આવતો. આ રીતે એ ભલા રાજા લાઇકર ગસે પોતાના દેશમાથી લૂટફાટ વ્યભિચાર ને વિલાસનો સર્વથા નાશ થાય તે માટે સુવર્ણ તથા ઝવેરાતની કંઈ પણ કિંમત રાખી નહોતી અને પોતાના દેશમા માત્ર લોઢાનુ જ ચલણી નાણું રાખ્યુ હતુ. પરિણામે એના પોતાના દેશનો માલ દેશાવર જવા નહોતો પામતો અને પરદેશી વસ્તુઓ પોતાના દેશમા નહોતી આવી શકતી. આથી તે દેશ પૂર્ણ સુખી રહી શકતો હતો. રાજા તથા પ્રજા એકજ સ્થાને બેસી સમભાવે અને સમાન ભોજન કરી શકતા હતા. એણે પોતાના રાજ્યમા નિર્ધન તથા ધનવાન જેવો ભેદ નહોતો રાખ્યો ને પોતાની તમામ પ્રજાને સમાન સ્થિતિવાળી બનાવી દીધી હતી. છતા તેના રાજ્યમાં કોઈ ગુન્હો કરતુ તો ઉપર કહ્યા પ્રમાણેની સજા ફરમાવાતી અને એ સજામા સુવર્ણ વપરાતું હતું; ત્યારે આજે શ્રીમતો પોતાની શોભાઈના તથા મોટાઈના પ્રદર્શન તરીકે એને વાપરે છે, એ કેટલું વિસ્મયજનક છે !!!

જે ઘરમા સોનું હોય છે તેની હમેશા ચોકી કરવી પડે છે, એટલે કે એમને કેદી જેવું જીવન ગાળવું પડે છે અને ખાસ કારણ-સર બહાર નીકળવું પડે તો ઘરમાનાં ઘરેણા કોઇ ઉપાડી ન જાય તેને માટે ભારે ચિંતાતુર રહેવું પડે છે. ચિંતા શરીર મન તથા બુદ્ધિને પાયમાલ કરે છે. આથી સોનું પહેરનાર માણુસ ક્રમે ક્રમે ભારે બીકણુ બને છે. બીકણુ માણુસ અહિંસાનું પાલન પૂર્ણતયા ન કરી શકે, માટે સોનાનો ત્યાગ કરી અહિંસાને પથે ચાલવા પ્રયત્ન-શીલ બનવુ એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે.

---

## [૧૫] સુવર્ણપ્રેમી સસરાને ભેટ

જે વસ્તુ જેટલી મોહોત્પાદક હોય છે તેટલી જ તે વસ્તુ ભયકર હોય છે ને તેમા ફસાનાર પરવશ બની સંકટ ભોગવે છે. સોનાના હરણુને મોહે સીતાજીએ શ્રી રામચદ્રજીને ઘોર વનમા મોકલ્યાં ને તેમની પાછળ લક્ષ્મણજીનેય જવાની ફરજ પડી. છેવટે સીતાજી એકલા રહ્યા ને રાવણે એમનું હરણ કર્યું એમ રામાયણ ભાખે છે.

સીતા જેવી પવિત્ર સતીના મનને પણ સોનાના મૃગે ડોલાય-માન કરી નાખ્યુ. સુવર્ણનો કેવો જબરો પ્રભાવ ?

સોનાના અસ્તિત્વે વિશ્વમા લાખો પવિત્ર આત્માઓને ચોરીનો ધધો શીખવ્યો છે અને કાળ કોટડીમા સડાવી સડાવીને એમને નિત્યને માટે નષ્ટ ભ્રષ્ટ કરી નાખ્યા છે.

સુવર્ણના આભૂષણવાળા બાળકોના આજે પણ સેંકડો ખૂનો થતા સંભળાય છે ને દેશમા સેંકડો ખૂનીઓ હંમેશાં વધતા જાય છે.

જાપાન અને રૂશીયાનુ યુદ્ધ, ઇંગ્લાંડ અને જર્મનીનું યુદ્ધ, ઇટાલી અને એબીસીનીયાનુ યુદ્ધ તથા પ્રાચીન યુદ્ધો તેમજ વર્તમાનમાં સંભળાતા મહાન યુદ્ધના ભયંકાર ભણકારાનો પ્રતાપ એક સુવર્ણ-મોહને જ આભારી છે એ માન્યતામા શી ભૂલ છે ?

મોટાં શહેરોમા સોનાના મોહે ખીસાકાતરૂ, ગઠીયા, તથા બદમાશો વધતા જાય છે. એને લીધે ભયકર ખૂનો વધ્યે જાય છે અને પ્રજામાં નિર્દયતા અને ડરપોકતાના સંસ્કારોય પોષાય છે.

યુ. પી. પ્રાતમા થોડા વખત પહેલા એક ભાઈ પોતાના ભાણેજને રમાડવા બ્હેનને સાસરે ગયો હતો ત્યા તેની બ્હેનના સસરાએ તેને કહ્યું કે "તમારે એકની એક બ્હેન છે ને આ એકનો એક ભાણેજ છે તો તમો તેને સોનાનાં કડા કરાવી આપશો?" તેણે કહ્યુ કે "હા જરૂર, હું મારી શક્તિ પ્રમાણે મારા ભાણેજને ભેટ આપીશ." તેમ કહી બ્હેનને તથા ભાણેજને લઇને એ ઘેર આવ્યો. ત્યા એની સ્ત્રીને ખબર પડી કે મારા પતિ પોતાના ભાણેજને સોનાના કડા ભેટ આપવાના છે એ જાણીને એને ઘણુ દુઃખ થઇ આવ્યુ અને પોતાના ઘરમાંથી સોનુ ન જાય એ સારુ ખૂબ વિચાર કરી અંતે બીજો ઉપાય ન સૂઝવાથી તેણે તે નિર્દોષ કુમળા બાળકને ગળે ટુંપો દઇને મારી નાખ્યો!

તે દિવસે ભાઈ તથા બ્હેન બન્ને બજારમા ગયા હતા થોડા કલાકો પછી ઘેર આવ્યા તો ઘોડીયામા પુત્રને જોયો નહિ. તેણે પોતાની સ્ત્રીને પૂછ્યુ, તો તેણે પ્રથમ તો ના પાડી ને કહ્યું કે "હુ જાણતી નથી." છેવટે પોલીસને બોલાવી ધમકાવીને પૂછ્યું ત્યારે તેણીએ કહ્યુ કે "મેં બાળકને મારી નાંખી તેના ટુકડા કરી તેને આટામાં સેકીને આ ઊંટને ખવડાવી દીધા છે." સાંભળનારના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેના આ નિર્દય કૃત્ય પર સૌનાં રોમેરોમ કંપી ઉઠ્યાં. છેવટે ખાત્રી કરવા માટે પોલીસે બંદુકની ગોળીથી ઊંટને મારી નાંખ્યું ને તેનું પેટ ચીરી નાંખ્યું તો તેમાંથી બાળકના માંસના ટુકડા નીકળી પડયા.

પ્રિય સુવર્ણપ્રેમી પાઠક! સમારમા સુવર્ણના મોહને લીધે વિશ્વમા આવાં તો અનેક અનિષ્ટો પ્રતિદિન બની રહ્યા છે અને

ભવિષ્યમા શું બનશે તે કેમ કહી શકાય ?

વેશ્યાઓ ને વ્યભિચારી પુરુષો, કસાઈ ને માસાહારીઓ, દારૂ વેચનારાઓ ને દારૂડીયાઓ, અફીણ વેચનારાઓ ને અફીણીયાઓ, રેશમ, હાથીદાત તથા ચરબીવાળા વસ્ત્રો વેચનારા તથા પહેરનારાઓમાં જેમ બન્ને પક્ષો અપરાધી છે, કારણકે એ એક બીજાના પાલક પોષક છે, તેવીજ રીતે આભૂપણ પહેરનાર તથા એને લૂંટનાર પણ બન્ને એકસરખા અપરાધી છે.

વેશ્યા શૃંગાર સજીને તથા હાવભાવ કરીને નિર્દોષ મનુષ્યને પોતાની જાળમા ફસાવે છે, તેમ સોનાચાદીનાં તથા ઝવેરાતના આભૂપણો પહેરનારાઓ પોતે પોતાના શરીરે શૃંગાર સજીને નિર્ધનને પોતાના જેવા બનવા લલચાવે છે. છેવટે અજાણ અને અભણ વર્ગ તેમના શંગારમાં મોહ પામી તેમના જેવા આભૂપણવાળા બનવા માટે રાત્રે યા દિવસે ચોરી યા લૂંટનો ધંધો કરે છે અને પરિણામે ઉભય પક્ષ દુઃખી થઈ જાય છે.

સદાચાર પ્રચારક પ્રેમી પાઠક બંધુઓ તથા બ્હેનોને લેખકનું એટલું જ નમ્ર નિવેદન છે કે તેમનાથી વિશેષ તપ ત્યાગ ન બની શકે તોય જો તેઓ સાદાઈથી પોતાનુ જીવન વ્યતીત કરશે ને આવાં આભૂપણો પરનો મોહ ઘટાડશે તો તેટલા પ્રમાણમાં સદાચારનો વધારો થશે અને અંતે બિંદુમાંથી સિંધુના ન્યાયે વિશ્વવ્યાપી સુધારો શક્ય થશે. ' **સુજ્ઞેષુ કિં બહુના ?** '

---

## [૧૬] મોતીનો હાર

માનવમાત્રમા નબળાઈનો એક એવો અંશ હોય છે કે એમાં થોડે યા વધુ અંશે, શ્રીમંત યા ગરીબ, બુદ્ધિમાન કે મૂર્ખ, સૌ ઘસડાય છે. એ **નબળાઈના અંશનું નામ છે બીજાની પાસે પોતાની ખોટી મોટાઈ દેખાડવી તે.** આ એક દુર્ગુણ ન હોત

તો આજે માનવજાત દેવ બની ગઈ હોત. તમે જોશો તો માનવો પોતાની શ્રીમંતાઈ કે મોટાઈના પ્રદર્શન માટે વિવિધ પ્રવૃત્તિઓ સેવે છે. આભૂષણ પહેરનાર કેવળ પોતાની મોટાઈનાં પ્રદર્શન માટે જ આભૂષણો વાપરતા હોય છે.

જૈનો અહિંસામા બહુ માનતા હોવાથી પોતાના ધર્મસ્થાનકમાં ફૂલનો હાર પહેરીને જઈ શકતા નથી. તેમ કરવામા તેઓ પાપ પણ માને છે, કારણકે ફૂલ એ વનસ્પતિના જીવોના પિંડરૂપે હોઈ એ પાપથી તેઓ ડરે છે. આટલી સૂક્ષ્મ હિંસાથી યે સાવધાની રખાય એ અનુચિત નથી, પણ જ્યારે એજ જૈનો મોતીનો હાર પહેરીને ધર્મસ્થાનકમાં હોશે હોશે જાય છે ત્યારે તો આશ્ચર્યનો પારજ રહેતો નથી.

પુષ્પના જીવોની રક્ષા કરવી અને બીજા પચેંદ્રિય પ્રાણીઓના ઘાતથી જે વસ્તુ તૈયાર થાય તે હોશે હોશે પહેરવી એ બન્ને વાત એકી સાથે કેમ હોઈ શકે?

મોતીનો હાર પહેરનાર પોતાને મોટી મોટાઈવાળો માને છે પણ એની માનેલી એ મોટાઈના મોતી માટે કેટલા માનવો તથા માછલાંનાં મરણ થાય છે તેનો એને વિચાર જ કયા છે?

**મોતી કેમ મળે છે?**—તળાવ તથા નદીમાં ડૂબકી મારનારનો પણ શ્વાસ ગુગળાઈ જાય છે, તો સમુદ્રના પાણીમા સેંકડો હાથની ઉંડાઈમા ડૂબકી મારવી, ત્યા કિલ્લોલ કરતી નિર્દોષ માછલીઓને પકડીને ટોપલામા નાંખવી ને એમ થોડે થોડે કરીને આખો ટોપલો ભર્યા પછી ઉપર આવવું; તેમાય વચમાં જો કોઇ જગલી જલચર આવી જાય તો ડૂબકી મારનારને ઘસડી જાય કે ગળી જાય. સામાન્ય નાના તળાવ તથા નદીઓના મગરો મનુષ્યોને ખેંચી જઈ ને ખાઈ જાય છે તો ભયંકર સમુદ્રનાં ભયંકર પ્રાણીને હાથ પડેલાની શી વલે થતી હશે તેની કલ્પના થવી પણ મુશ્કેલ છે.

આ પ્રમાણે ગરીબ મજુરો પેટને માટે સાહસ કરી સમુદ્રમાં ડૂબકી મારે છે ને તેનુ આયુષ્યબળ તીવ્ર હોય તો સમુદ્રમાં મગર-મચ્છ જેવાં જંગલી પ્રાણીઓનો શિકાર ન બનતા કદાચ ઉપર આવી શકે છે. તોય ઉપર આવીને પણ થોડાં વર્ષોનું આયુષ્ય ભોગવીને જલ્દી મરણને શરણ થાય છે.

એ અંદરથી નીકળેલી માછલીઓના લાખોની સંખ્યામા સમુદ્ર-કિનારાપર ઢગલા કરવામા આવે છે, અને તે વખતે તે માછલીઓ પાણી વિના તરફડે છે. મનુષ્યને અગ્નિની ભઠ્ઠીમાં નાંખવામા આવે ને એ જેમ તરફડે તેમ તે માછલીઓ પણ તરફડીને મરણ પામે છે. પછી તે માછલીઓને બદામ યા આમલીની જેમ ફોડવામા આવે છે, ત્યારે કોઈજ માછલીમાથી માંડ માડ મોતી નીકળવા પામે છે.

આ પ્રમાણે હજારો નિર્દોષ કોમળ માછલીઓના અને માનવોના પ્રાણને ભોગે અંતે મહામુસીબતે મોતી મળે છે અને એને લીધેજ બધા પદાર્થો કે ધાતુઓ કરતાય આ મોતી મોઘા ને મૂલ્યવાન ગણાય છે. જો તમામ માછલીઓમાથી અને સરળતાથી મોતી નીકળતા હોત તો મોતી આટલા મોઘા ન હોત. એટલે સરળતાથી સમજી શકાય છે કે દેખાતા એ થોડા મોતીના દાણા હજારો માછલીઓના અને ઘણા માનવોના શોણિતના ઢગલારૂપ છે. વળી વધુ ખેદની વાત તો એ છે કે મોતીમા મોટાઈ માનનારા શ્રીમંત ભક્તો પવિત્રતા અને દયાની મૂર્તિરૂપ શ્રી ભગવાનને પણ એ હત્યારી મોતીની માળા પહેરાવે છે. આ રીતે પ્રભુના, રાજાના કે શેઠના ગળાના હારમા હજારો મોતી પરોવાયેલા જુઓ ત્યારે એ મોતીનો હાર કેટલા લાખ માછલીઓના ઢગલારૂપ હશે તેનું ગણિત જરૂર કરજો એવી લેખકની મોતીના શોખીનોને ખાસ નમ્ર અરજ છે.

મોતી નિમિત્તે થયેલી હિંસામા, મોતી વેચનાર, એની દલાલી કરનાર, એને ખરીદનાર, એને પહેરનાર અને એના પહેરનારને ભાગ્યશાળી માનનાર સૌ કોઈ નિમિત્તરૂપ હોઈ એ બધાય ઓછા કે

વધતા પાપના અધિકારી તો છે જ.

જેમ અનેક પુષ્પોના ભોગે અર્કરૂપે અત્તરનું એક બિંદુ બને છે, તેમ અનેક માછલીઓના ભોગે એક મોતી મળે છે. મોતીના હાર બનાવવા માટે જેટલી માછલીઓને મારી નાખવામાં આવે છે તેટલી માછલીઓનો ઢગ કરીને રાખવામા આવે તો એ હાર પહેરનાર પોતે કદાચ આખો દટાઈ જાય. એ સાડા પાચ ફીટનો માણુસ દટાઇ જાય તેથી પણ વિશેષ મોટા માછલીઓના ઢગલાના અર્કરૂપે એક મોતીનો હાર બનવા પામે છે, એ વાત વિચારતા કોણ નહિ કપી ઉઠે ?

**આપણું અજ્ઞાન**—દારૂ કે માંસના પ્રેમી મૂર્ખાઓ પોતાનાં પવિત્ર દેવ દેવીઓને પણ દારૂ અને માંસ ભેટરૂપે ધરે છે, કારણકે તે અજ્ઞાની છે. તે જ રીતે આપણે શાણા ગણાવા છતા એવા અજ્ઞાની છીએ કે આપણી નકલી ભક્તિ બતાવવા માટે દેવને પણ મોતીના હાર ભેટ ધરી એમની મૂર્તિને અભડાવીને આપણા જીવનને 'ભાગ્યશાળી માનીએ છીએ, એ કેવી પામરતા '

એક તરફ મોતીનો હલાહલ મોહ દેખાય છે, છતા એજ મનુષ્ય માનવસમાજમા દયાની મૂર્તિ જેવો દેખાય છે. એ દેવ તથા દેવીઓને બકરા અને પાડાના માસનો ભોગ ધરનાર મૂર્ખાઓને ધિક્કારવા તૈયાર થાય છે અને એનો વિરોધ પણ કરે છે. એને જો કોઈ પૂછે કે, શેઠ સાહેબ! આ આપનો હાર શાથી બન્યો છે? આપ જાણો છો? તો એ શું જવાબ આપી શકશે?

દેવ દેવીને દારૂ તથા માસ ધરનાર જેટલા દયાપાત્ર છે તેટલા યા તેથી વિશેષ દયાપાત્ર પોતાના પ્રભુને મોતીના હાર પહેરાવનારા અને પોતે પહેરનારા છે, કારણકે માસાહારી તો પોતાના જીવનમાં વધુમા વધુ એ કે ચાર બકરા યા પાડા દેવ દેવીઓને બલિદાનમાં આપે છે, ત્યારે દયાધર્મી જૈન કે વૈષ્ણવો તો પોતાના પવિત્ર મંદિરમા બિરાજતા તીર્થંકર, પ્રભુ, રામ કે શ્રી કૃષ્ણને મોતીના હાર

રૂપે લાખો માછલીઓનુ બલિદાન ઘણી વાર ભેટ ધરે છે, ને તેવા બલિદાનમા પુણ્ય પણ માને છે. કેટલી અસંગતતા !

જેમ આજે દેવીને અપાતાં જીવબલિદાનોના વિરોધની ઝુંબેશ ઉઠે છે, તેમ આ હત્યારા મોતીના હારને પ્રભુ પાસે ભેટ ધરનારાની સામે વિરોધની ઝુંબેશ આ "અહિંસા પરમો ધર્મ" માનનાર સમાજમા ક્યારે ઉઠશે ?

**આર્થિક**—પોતાને મોતી પહેરવા માટે યા પોતાના દેવને મોતીનો હાર ભેટ ધરવા માટે માણસને લાખો રૂપીયા ખર્ચવા પડે છે ને તે ખર્ચ માટે તેને પોતાના વ્યાપારમા અનેક ગરીબો પાસેથી બની શકે તેટલો વિશેષ નફો મેળવવાની લાલચ, નિર્દયી પ્રવૃત્તિ તથા નિર્દય ભાવના સેવવી પડે છે.

બીજી એક વાત અહીં નકલી મોતીના સંબંધમા કહી દઉં. હમણા હમણાં અસલી મોતીની દુર્લભતાને લીધે મોતીના શોખીનો માટે નકલી મોતીનો વપરાશ વધ્યો છે એ પણ હિંસાજન્યજ છે. બિચારી નિર્દોષ તન્દુરસ્ત તથા કોમળ માછલીઓને પકડી એના નાજુક શરીર પર તીક્ષ્ણ સોયા ભોંકી તે દ્વારા મસાલાનું ઇંજેકશન મારવામાં આવે છે, અને તે મસાલાવાળા પદાર્થનું મોતી પાકી ગયા પછી નકલી મોતીના શોખીનો માટે એ મોતી બજારમાં આવે છે અને એ ખરીદાય છે. આ રીતે એમા પણ નિર્દોષ માછલીઓનો સંહાર તો છે જ.

**સાદી સમજ**—ફૂલના હારમા પાપ માનનાર દયાધર્મીથી કોઈ પણ રીતે મોતીનો સ્પર્શ ન જ થઈ શકે, એ સાદી સમજથીયે સ્પષ્ટ સમજાય તેવુ છે. કોઈ લાખો રૂપીયા ઈનામના આપે તોયે દયાધર્મી પોતાને હાથે દેખીતી રીતે એક કીડી જેવા સૂક્ષ્મ જીવને પણ હણી શકતો નથી. તેજ દયાધર્મી પોતાના દેવ દેવીને ભેટ ધરવા માટે કે પોતાના વિલાસ માટે મોતીનો હાર વાપરી લાખો યા કરોડો માછલીઓનો અને અનેક મનુષ્યોનો સંહારક બને છે, એ કેટલું ખેદક

છે ? માટે વાચકને આટલું નમ્ર નિવેદન છે કે મોતીનો મોહ તજાય તો તેમા પોતાનું અને પરનું બન્નેનું હિત છે.

ભારતવર્ષ આજે ધનથી, સંસ્કૃતિથી અને તનથી તવાઇ રહ્યું છે. અહીં વસતા શ્રીમંતો પણ દેશનું એક અંગજ છે; એટલે સંપત્તિ, સંસ્કારો, અને સ્વસ્થતા જાળવવા હોય તો મોતીનો મોહ છોડવો અને બીજાઓને એ મોહથી મુક્તિ અપાવવી એ પ્રત્યેક દયાળુ અને દેશપ્રેમી વ્યક્તિની પ્રથમ અને પવિત્ર ફરજ છે.

---

## [૧૭] મહાન સેવકોનું અપમાન

કુદરતે મનુષ્યનુ શરીર સર્જીને માનવ જાતને એક મહા મૂલ્યવાન સંપત્તિ વારસામા આપી છે, પણ મૂઢ માનવી આજે એનો ઉપયોગ કરવાને બદલે ઉલ્ટો દુરુપયોગ કરે છે. પગ હોવા છતા એ પગનો ઉપયોગ ન કરતા યત્ર તથા વાહનનો ઉપયોગ કરે છે. હાથ મળવા છતા પોતાનુ કામ પોતે ન કરતા નોકર પાસે કરાવે છે, અને આશ્ચર્યની વાત તો એ છે કે એ કામ કરનાર નોકરને પોતા કરતા તુચ્છ સમજી પોતાને કે જે અંગોપાગનો દુરુપયોગ કરે છે તેને ભાગ્યશાળી શેઠ તરીકે માને છે. પ્રજામાં પણ આજકાલ એવી માન્યતા રૂઢ થઈ ગઇ છે કે અંગોપાગનો જે વિશેષ દુરૂપયોગ કરે તે મોટામા મોટો ભાગ્યશાળી અને પોતાના જીવનનાં સત્ત્વ હોમી જનતાની ગમે તેવી ઉચ્ચ અને અમૂલ્ય સેવા બજાવે એ મહા નીચ તથા અછૂત ગણાય ! આ ભારતવર્ષના દુર્ભાગ્યની અને જંગલી-પણાની એક નિશાની છે.

વર્ણવ્યવસ્થા થઈ ત્યારે પોતે પોતાની યોગ્યતાનુસાર પસંદ કરી બધા વર્ણોએ પોતપોતાના કામો વહેંચી લીધાં. છેવટે માંદા, અશક્ત, અપંગ તથા બાલજીવોની સેવા કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે તે કામ જે મહાપુરુષોએ ઉપાડી લીધું, તે મહાપુરુષોની

સમાજે કદર કરીને એમને મહેતર (મેતર) એટલે કે જેનાથી ઇતર બીજો કોઈ મહાન નથી એવું સન્માનસૂચક નામ આપ્યુ ને તેવું કાર્ય કરનાર સ્ત્રીવર્ગને પણ મહત્રાણી ( મેતરાણી ) એટલે કે જેનાથી મહાન કોઇ રાણી નથી તેવું નામ આપ્યુ. આજે પણ જેમ કોઈ મોટું કે જવાબદારીવાળું કામ જ્યારે સામાન્ય માણસો નથી કરી શકતા ત્યારે પીઢ કે બાહોશ માણસો એ કામ ઉપાડી લે છે, અને એ સમાજના માનનીય બની કામ પાર પાડે છે, તેમ આ પુરુષોએ પણ લીધેલું કામ પાર પાડવાની હામ ભીડી.

પ્રથમ તેમના સેવા કરવાના તમામ સાધનો સમાજે સુવર્ણના ( કિમતી ) બનાવી આપ્યા હતાં, જેના ફલસ્વરૂપે તમોને યાદજ હશે કે ગામનાં તમામ માણસોને સાગમટે નોતરું આપી કોઈને ત્યા જમણવાર કર્યો હોય તો ત્યા ગામના શાહ, શ્રીમંતો અને મહારાજા જાય પણ મહેતર અને મહેતરાણી કોઇને ત્યા ભાણું ન માડે; પણ જ્યારે એમને જમાડનાર એમને અતિ માન આપી સોનાનો ટોપલો, સોનાનું સુપડું ને સોનાનો સાવરણો ભેટ આપે ત્યારેજ તેઓની જમવા માટે ત્યા પધરામણી થાય. તેમની કેટલી મહત્તા ?

પૂર્વ કાળમાં આપણાજ પૂર્વજો જે મહાપુરુષોને—જગતસેવકોને આટલું સન્માન આપતા તેજ મહાપુરુષોને આજે આપણે અછૂત-અસ્પર્શનીય ગણી અવગણી રહ્યા છીએ. આપણી આ પ્રવૃત્તિમા એ મહાસેવકોનું અને એ આપણા મહાન પૂર્વજોનુય હડહડતુ અપમાન છે. **આપણે સમાજમાં ઉચ્ચનીચના ભેદોની દિવાલો ખડી કરી પોતાનો અને ધર્મનો નાશ કર્યો છે. એનું પ્રાયશ્ચિત્ત કર્યા વગર કોઇનેય છૂટકો નથી. એ પ્રાયશ્ચિત્તમાં ધર્મ, દેશ અને સમાજના નેતાઓએ પણ જોડાવુંજ પડશે.**

**કેટલાક સાદા પ્રશ્નો**—હવે આપણે છૂતાછૂતમાં માનનારાઓને સાદી દલીલથી એક પ્રશ્ન પૂછીએ કે, ગંદકી કરનાર નીચ ? કે ગંદકી દૂર કરી તે જમીનને સ્વચ્છ અને સુંદર બનાવનાર

**નીચ ? પાપી નીચ કે પાપને ધોનાર નીચ ? ભૂલ કરનાર નીચ કે ભૂલ સુધારનાર નીચ ?** આ અમારા સાદા પ્રશ્નોનો ઉત્તર તમારા અંતઃકરણને પૂછીને આપવા પ્રયત્ન કરજો. અમે તમોને કહીએ છીએ કે-વિચારો, તમોને કુદરતે શૌચાદિ ક્રિયાઓથી સ્વચ્છ થવા માટે હાથો આપ્યા છે, અને તે મલમૂત્રાદિ કોઈની પણ તંદુ-રસ્તીમા નુકશાન ન પહોચાડે એટલા માટે દૂર જઈને ક્રિયાઓ કરવા માટે પગો પણ આપ્યા છે ને ! છતા પોતાના હાથ તથા પગનો દુરુ-પયોગ કરી તમો તમારા મકાનની પાસેજ ( પાયખાનામા ) શૌચાદિ ક્રિયા કરી ગંદકી વધારીને સ્વ તથા પરના સ્વાસ્થ્યને નુકશાન પહો-ચાડો છો અને છતાં તમારી જાતને મહાન્ માની લો છો; કેમ એ વાત ખરી છે ને ? **હવે તમે જરા ઉંડા ઉતરી ચિંતન કરો કે મળ નાંખી ગંદકી કરનાર સારો કે તમારાં તે મળમૂત્રોને માતા જેવા વાત્સલ્ય અને અભિન્ન ભાવે સાફ કરનાર સારો ?** આજે તો તમો એ મહાન સેવકોને નીચ અસ્પૃશ્ય કે અછૂત માનો છો, અને છતા તમે ઉચ્ચ છો એમ ગૌરવ લો છો. તમારી આ નિષ્ઠામા જે અન્યાય ભર્યો છે તેથી જગત પર બીજો વિશેષ અન્યાય શો હોઈ શકે ?

**ભાવનાદૃષ્ટિ**—ભાવનાની દૃષ્ટિએ એ ધધાને તપાસીએ તોય સમાજ ભલે એ શૂદ્ર વર્ગના ધધાઓને નીચ કે હલકા માને પણ ખરી રીતે તો એ વર્ગના ધંધાની પાછળ એમની ભાવના પવિત્ર અને ઉત્તમ હોય છે.

કુભાર, દરજી, મોચી, ઘાચી, ચમાર અને હજામ આદિ તમા-મના ધંધાઓ શિષ્ટ સમાજમા હલકા ગણાય છે, પણ એ બધા ધંધાઓની પાછળની ભાવના ઉંચી જ હોય છે. હજામ તીક્ષ્ણ શસ્ત્રથી ખેલ ખેલે છે ત્યારે પોતાના અસ્ત્રાને કોથળી બહાર કાઢતી વખતે તેની ભાવના એ હોય છે કે રખે મારા ગ્રાહકને વાગી જાય અને એને દુઃખ થાય, અથવાતો મારો હાથ ભારે લાગે. એ હજામ

પોતાનું શસ્ત્ર કોઇને કઠણ ન લાગે એવી કાળજી રાખે છે. એક વર્ષના બાળક પર પણ ગુલાબના પુષ્પની ધારવત્ એ અસ્ત્રાની ધાર ફેરવે છે. તેના ધંધામાં અસત્ય, અનીતિ, દગો કે પ્રપંચ લેશમાત્ર કરવાનો હોતો નથી. જ્યારે બીજી તરફ જુઓ તો જે પોતાને શ્રીમત, શેઠ કે શાહુકાર માને છે, તેઓ પોતાના ધંધાની તથા પોતાની ભાવનાની દૃષ્ટિએ આ મહાન સેવકોની કે અન્ય હલકા ગણાતા વર્ગના સેવકોની ભાવનાની દૃષ્ટિએ કેટલા નીચા છે, એ તુલના કરવાનું અમો એમને પોતાનેજ સોપીએ છીએ.

આ જોતા હવે સૌ કોઇ કબૂલ કરશે કે ભંગીને અછૂત માનનાર મહાન પાતક સેવે છે, અને આવા શ્રેષ્ઠ સેવકોનું અપમાન કરી સમસ્ત સેવાક્ષેત્રનું અપમાન કરે છે.

એ તો તમે જાણતાજ હશો કે ભંગીના વાસનાં કૂતરાં બિલાડાં ને ઉંદર બ્રાહ્મણ કે વણિકના ઘરમાં પ્રવેશ કરી શકે છે. ભંગીઓએ એકઠા કરેલા મળના ટોપલા પર બેઠેલી માખીઓ ઉડીને એજ પવિત્ર બ્રાહ્મણો કે વૈશ્યોના ભોજન પર બેસી શકે છે, પણ એ કૂતરા, બિલાડા, ઉંદર કે માખીઓને કોઇ અસ્પૃશ્ય ગણતું નથી! ખરી રીતે તો એ અસ્પૃશ્ય છે કારણકે શુદ્ધ હોતા નથી, પણ આપણો તો ન્યાય એવો છે કે પેલા શુદ્ધ સેવકોનેજ અછૂત ગણવા, બીજાંને નહિ!

ભંગીવાસની કૂતરી વાણીયાવાડમા વિયાય છે ત્યારે ધર્મના પ્રતિપાલકો એની સુવાવડ સારી રીતે કરે છે. એનાં બચ્ચાઓ જોડે એ શ્રીમતોનાં બાળકો ગેલ કરે છે. પણ કોઈ ભગણ (ભગીની સ્ત્રી) ની સુવાવડ આવે અને એ નિરાધાર હોય તોય કોઈ દયાધર્મીની દૃષ્ટિ ત્યાસુધી જતી નથી. તેઓ એને લેશ માત્ર સહકાર આપી શકતા નથી.

માનવ જાતિ સાથે આવી રીતે એક પશુ કરતા પણ ખરાબ રીતે વર્તન આચરવું એવું દયાધર્મના કયા ચોપડામાં વિધાન છે, એ કોઈ ધર્મવ્યાપારીઓ બતાવશો ખરા? ભંગીવાસની કૂતરીને કે ગાયને

પગે પાટો બાંધવામા અને ટાઢથી ધ્રૂજતી હોય તો વસ્ત્ર ઓઢાડવામા પુણ્ય માને એજ હિંદુ દયાળુ ગૃહસ્થ આપણો એ મહાન સેવક ભંગી મરણને બિછાને પડ્યો હોય તોય તેને દવા આપવામા-અરે પાણીનુ ટીપુ પાવામાંય પાપ સમજે! આના કરતા નિર્દય વૃત્તિ બીજી કઇ હોઈ શકે ?

**આપણી મૂર્ખતાનુ પરિણામ**—ધર્મને નામે આપણી અસ્પૃશ્યતાની રૂઢિ અને ઘેલછાનું પરિણામ એ આવે છે કે એ મહાન સેવકોનુ અપમાન થવાથી એમના નમ્ર અને કોમળ દિલ દુભાય છે, અને છેવટે પોતાની એવી નિરાધાર તથા તિરસ્કૃત દશાથી કંટાળી એમને હિંદુ સમાજ છોડી બીજા એટલે કે મુસલમાન યા ક્રિશ્ચીયન સમાજનો આશ્રય લેવો પડે છે. અર્થાત્ કે પૂર્વે જે ગૌ-પ્રતિપાળ અને રામ તથા કૃષ્ણના પૂજારી હોય તે પછી ગૌભક્ષક અને ઇસ્લામ યા ખ્રિસ્તીના કહેવાતા અનુયાયી બને છે. આ વાત તો જગજાહેર જ છે. **એમાં હિંદુ ધર્મનો અને દેશધર્મનો કેટલો દ્રોહ છે,** એ તો વિચારવાથી જ સમજી શકાય.

તેના આવા વેશબાદલા પછી એટલે કે ગૌભક્ષક અને હિંસક થયા પછી તમારી સમાન-સાથે બેઠકે બેસી શકે છે; અરે, જો એમને હોદ્દો મળ્યો હોય તો એની પાસે લાચારી પણ તમારે કરવી પડે છે, પણ જો એ પોતાની દશામા અને ધર્મમા રહે તો એને ઉલટું સંકટ વેઠવું પડે છે. આ આપણી ઘેલછાનો નમૂનો છે. એ મહાન સેવકો કે જેઓ તેમના વડવાઓએ આચરેલા સેવાધર્મને પોતાના સર્વસ્વના ભોગે અનેકાનેક સંકટો સહન કરીને પણ આજસુધી ટકાવી રહ્યા છે, અને હિંદુ ધર્મને ચુસ્તપણે વળગી રહ્યા છે, એ એમની કેટલી સર્વોત્તમ ઉચ્ચતા ?

એક તરફની એમની આટલી મહાન ઉદારતા અને બીજી તરફ આપણું એમના પ્રત્યેનું અસભ્ય અને પાશવતાભર્યું વર્તન* આ

* મહાન સેવકોનો તિરસ્કાર થવાથી તેઓને ખ્રિસ્તીધર્મનું શરણ લેવું પડે છે એમની સગવડતા માટે ખ્રિસ્તીઓએ અનેક સંસ્થાઓ ખોલી છે:—

બન્નેની તુલના ફુરસદ મેળવીને કરવાથી કોણ ઊંચ અને કોણ નીચ, એનો ઉકેલ અંતઃકરણ પોતેજ આપી દેશે.

---

## [૧૮] વિક્રય કે વધ?

પ્રાતઃસમયે પુણ્યશાળી કે પવિત્ર મનુષ્યનુ મુખ જોઈ માનવ કૃતકૃત્ય થાય છે, તથા તેના નામનું સ્મરણ પણ કરવામા આવે છે; પણ પાપી માનવનુ પ્રાતઃસમયે ભૂલથી મુખ જોઈ જવાય કે નામ યાદ આવી જાય તો આખો દિવસ નકામો જવાની લોકમાન્યતા છે. હવે વિચાર કરો કે પાપીનું મુખ અને નામ જો આટલું ભયંકર હોય તો પાપ કેટલું ભયંકર હોવું જોઈએ ?

માનવસમાજમા જીવહિંસાની દૃષ્ટિએ કસાઈને સૌથી વિશેષ પાપી માનવામાં આવે છે, અને તેમા પણ ગાયની હત્યા કરનાર કસાઇને તો નિર્દય પાપી ગણવામા આવે છે, કારણકે ગાય જેવા નિર્દોષ અને વિશ્વોપયોગી પ્રાણીની રક્ષા કરવાને બદલે એનેજ હણી નાખે છે. આ વાત તો સૌ જાણે છે પણ આજે ધનના લોભે માનવો નિત્ય આવી કસાઇને પણ લજાવે એવી અનેક પાપી પ્રવૃત્તિઓ સેવે છે, છતા એ નિકૃષ્ટ નથી ગણાતા અને સમાજ એને હિંસક પણ નથી ગણતો, એ કેટલું આશ્ચર્ય ?

---

૧૩૭ મુક્તિફોજ નામની સંસ્થાઓ, ૧૮૭૭૬ પાદરી ધર્મગુરૂઓ, ૧૫૦૦ ડોક્ટરો, ૪૦૦ દવાખાનાંઓ, ૪૩ છાપખાનાંઓ, ૯૯ પેપરો, ૫૦ કોલેજો, ૬૧૦ હાઇસ્કૂલો, ૧૭૯ ઉદ્યોગશાળાઓ, ૬૧ માસ્તર બનાવવાનાં વિદ્યાલયો, ઇત્યાદિ એમની સંસ્થાઓ ચાલે છે

મદ્રાસ ઇલાકામાં એક મીશનરી સંસ્થા છે જેમાં ૧,૨૦,૦૦૦, ખ્રિસ્તી થઇ ગયેલા અસ્પૃશ્યો છે, ને દરવર્ષે ૧૨,૦૦૦ નવા અસ્પૃશ્યોને ખ્રિસ્તી બનાવે છે તે સંસ્થામાં ૮૦ અસ્પૃશ્ય ખ્રિસ્તી પાદરીઓ છે, જે બીજા અસ્પૃશ્યોને વટાળવાનું કામ કરે છે.

દરવર્ષ તેઓ ૭૨ કરોડ રૂપિયા અસ્પૃશ્યોના ઉદ્ધાર આદિ કાર્યોમાં ખર્ચે છે.

**એક નવીન કીમીયો**—પશ્ચિમના લોકોએ વિજ્ઞાનની શોધખોળ દ્વારા વિશ્વનું ધન લૂટવાનો જેમ એક કીમીયો શોધી કાઢયો છે તેમ ભારતની કેટલીક અજ્ઞાન પ્રજાએ ધનના મોહે (ધન મેળવવા માટે) આખા જગતથી જુદી જ જાતનો એક એવો નવો કીમીયો શોધી કાઢયો છે કે જે કીમીયો શોધવા માટે સાયન્સ સમ્રાટ્ એડીસનનુ ભેજું પણ કામ નથી કરી શકયુ! એ કિમીયો આ ભારતવર્ષમા કન્યાવિક્રયના નામે પ્રસિદ્ધ છે.

**સ્ત્રીજાતિની મહત્તા**—પૂર્વકાલીન ભારતમા પુત્ર કરતા કન્યાનું ગૌરવ કોટિગણુ વિશેષ હતુ. ભગવદ્ભજન કરવામા આજે પણ સીતારામ, રાધેશ્યામ, ગૌરીશકર, આદિ નામોની માળામા પ્રથમ નામ સ્ત્રીજાતિનુ છે. પ્રત્યેક ધર્મગ્રથોમા સીતા, રાધા તથા ગૌરીના નામો સવિશેષ ઉજ્જ્વલ છે સ્ત્રીજાતિ પછી જ રામ કૃષ્ણ ને શંકર રૂપે પુરૂષજાતિના નામો યોજાય છે. જૈન શાસ્ત્રોમા એવો ઉલ્લેખ છે કે આદિ ભગવાન શ્રી ઋષભ પ્રભુએ સૌથી પ્રથમ પોતાની બે પુત્રીઓ બ્રાહ્મી તથા સુદરીને ભાષાજ્ઞાન, સંપૂર્ણ કળાકૌશલ્ય અને ગણિતવિદ્યા આદિ શીખવ્યુ હતું. આટલા ટુંક વિવેચનથી સમજાશે કે સ્ત્રીજાતિનુ ગૌરવ જુગજુગજુનું છે.

આજે પણ રેલ કે સ્ટીમર સુદ્ધામા એવો કાયદો છે કે એમાં **આગ લાગે કે સ્ટીમર ડૂબે અથવા બીજી કોઈ આફત ઉભી થાય તો સૌથી પ્રથમ કન્યાઓને પછી બાળકોને ત્યારબાદ સ્ત્રીઓને અને છેવટે પુરૂષોને બચાવવાનો પ્રયત્ન કરવો.** આ ઉપરથી એટલું તો સ્પષ્ટ સિદ્ધ થાય છે કે પ્રાચીન સમયમાય કન્યાઓનુ ગૌરવ હતુ અને આજે પણ એ ગૌરવ જળવાઇ રહ્યું છે. પાશ્ચાત્ય પ્રદેશોમા આજે સ્ત્રીજાતિની જે મહત્તા અને વિશેષતા છે એ કોઇથી અજાણી નથી.

સ્ત્રીજાતિ પર સમાજોન્નતિ, રાષ્ટ્રોન્નતિ અને વિશ્વોન્નતિનો

મહાન આધાર છે. એટલે એ જાતિનું યથાર્થ સન્માન જાળવવું એ સર્વ રીતે યોગ્યજ છે, એમા કોઈથી ના નજ કહી શકાય.

જ્યારે ભારતવર્ષની નાની મોટી કોમોમા તથા પાશ્ચાત્ય પ્રદેશોમાં સ્ત્રીજાતિનુ દેવી તરીકે સન્માન છે, ત્યારે એજ ભારતવર્ષમા વસતા અને પોતાના જાતિ તથા ધર્મને ઉચ્ચ ગણાવતા એવા જૈને અને વૈષ્ણવોમા જ ઉપર કહેલી ઘાતકી પ્રથા ચાલુ છે એ કેવી શરમજનક વાત ?

**વૈધવ્યનું મૂળ**—ધનના લોભે માબાપો પોતાની એક પંદર વર્ષની કુમળી કુસુમ જેવી કન્યાને **એનાથી ત્રણ કે ચાર ગણી ઉમરના વૃદ્ધ એટલે કે એના બાપના પણ બાપની ઉમર જેવડા-દાદા થવા યોગ્ય બુઢા સાથે પરણાવી, આ રીતે કન્યાદાનમાં તેને ૩૦ થી ૪૦ વર્ષનું ‘મડા સાથે મીંઢાળ’ બાંધવા જેવું કૃત્ય કરી, વૈધવ્યની ભેટ ધરે છે.**

પરણ્યા પછી કન્યા પાચ વર્ષ વીત્યે જ્યારે પૂર્ણ યુવાનીમાં આવે છે ત્યારે એ કન્યાને વર (કે જે કન્યાના દાદાની ઉંમરનો છે તે) શ્મશાનયાત્રા માટે સિધાવે છે. છેવટે ફરજિયાત વૈધવ્ય પાળવાના સમાજના બંધારણને લીધે કીડી મંકોડીની દયા પાળનારી કોમોમાં અન્ય કોમો કરતા વિશેષ ગર્ભપાત સંભળાય છે. આવા ઘોર ગર્ભપાતના ભાગીદાર પૈસા લેનાર તેના માબાપ તો છે જ, પણ **તે ઉપરાંત તેવા લગ્નમાં જાનૈયા થનાર, જમનાર યા તે પ્રસંગની ગોળની કાંકરી પોતાના મુખમાં નાંખનાર પણ તે પરમ પાતકના ભાગીદાર બને છે,** એમ નીતિશાસ્ત્રના નિયમો વદે છે. એને વિચારવાની ફુરસદ ક્યારે લેવાશે ?

૪૫ વર્ષની ડોશીમા સાથે ૧૫ વર્ષના બાળકને પરણાવવામાં આવે તો તે તેને મા, દાદીમા યા ડાકણ માની તેનાથી ભયભીત થઈને બાળક દૂર ભાગી જાય. સારાંશ કે ૪૫ વર્ષની ડોશી ૧૫

વર્ષના યા ૨૫ વર્ષના યુવકને ન જ શોભે, તેમ ૧૫ વર્ષની યા ૨૫ વર્ષની કન્યા માટે અસમાન વયનો પતિ ન જ શોભે, એ તો સામાન્ય બુદ્ધિથી પણ સમજી શકાય તેવી વાત છે; પણ ધનના લોભી માનવો જાણવા છતા અને જોવા છતાં આખ કે મેજું કયા ઉઘાડે છે ?

કસાઈને ગાય વેચનાર માત્ર ગૌહત્યાના પાપનો જ જવાબદાર છે, પણ પુત્રીના પૈસા લેનાર પુત્રીહત્યા તથા બાળહત્યા બન્નેનો જવાબદાર છે, અને એ ભયંકર પાપ બાધી પોતાનું તથા સમાજનું અધઃપતન કરે છે.

**આજે ભારતમાં બે કરોડ ને છ લાખ સડસઠ હજાર વિધવાઓ તો વેશ્યા તરીકે પોતાનું નામ જાહેરમાં લખાવે છે. ગુપ્ત રીતે તેવો નીચ ધંધો કરનાર વિધવા વેશ્યાઓ તો તેથી પણ વિશેષ છે.**

એ બધાનું ઊંડું મૂળ એમની વિકારી વાસના નથી પણ એમની સમાજે કરેલી ભયકર પરિસ્થિતિજ કારણરૂપ છે, એ વાત સમાજના ધુરંધરોએ યાદ રાખવી જોઇએ. વધુ દુઃખનું કારણ તો એ છે કે જે સમાજ પોતાને ચુસ્ત દયાળુ માને છે એજ સમાજમા આ માનવહત્યાનુ તાડવનૃત્ય ખેલાઇ રહ્યું છે, અને એજ સમાજના ઘણા સૂત્રધારો એના દ્રષ્ટા બની નીહાળી રહ્યા છે એ કેટલું દુઃખદ!

દારૂ કે માસ વાપરનારને તથા કસાઇને જેટલો પાપી માનવામા આવે છે, તેથી વિશેષ કન્યાવિક્રય કરનાર તથા તેવા કાર્યમાં ભાગ લેનારને પણ પાપી માની તેવા પાપથી બચવા માટે વિવેકશીલ માણસોએ પ્રયત્ન કરવો જોઇએ.

---

## [૧૯] બાળલગ્ન

"જર જમીન અને જોરૂ એ ત્રણે કજિયાનાં છોરૂ" એવી એક સાદી કહેવત છે. એમા રહેલા સત્યનો ઈતિહાસ સાક્ષી છે.

પૂર્વ કાળે રાજ્યના મોહે કેટલાક રાજાઓ પોતાનાં સંતાનોનાં અંગોપાંગ કાપી નાંખતા હતા. એમ કરવાથી અંગહીન બાળક પોતાનુ રાજ્ય પડાવી ન શકે એ એમા હેતુ હતો

આ રીતે રાજ્ય સાચવી રાખવાના લોભે પોતાના સંતાનોનાં અંગોપાગ કાપનાર રાજાઓના નામ પ્રાચીન ઈતિહાસમા ઘણાં નજરે પડે છે, અને રાજ્ય ખાતર પિતાને બાળી કે મારી નાંખનાર રાજપુત્રોના ય દષ્ટાતો કઈ ઓછા નથી.

આ ઉપરથી જાણવાનું એ મળે છે કે માનવ પોતાના નજીવા સ્વાર્થ ખાતર પોતાના સ્નેહી તથા સંતાનનુ પણ અહિત કરવામા પાછી પાની કરતો નથી. આજના માતાપિતા પ્રાયઃ પોતાના સંતાનના લગ્નના લ્હાવા લેવાની ઉમદા ઓથ તળે કુમળી વયના પોતાના બાળક તથા બાલિકાઓના જીવન છુંદી નાખે છે, નાનપણમા લગ્ન કરી એ ઉગતા કુમળા અને કિશોર માનવવૃક્ષનો નાશ કરે છે, અને આ કાર્ય આખા ભારતવર્ષમા ચાલુ છે. સમજુ કે અણ-સમજુ બધા એ ઘરેડમા ઘસડાય છે. આ વાત સૌ જાણે છે.

**તમે તુલના કરો કે સંતાનોનાં અંગોપાંગ કાપનાર ક્રૂર કે એનુ જીવનધન લુંટી લેનાર ક્રૂર? અંગોપાંગ કાપનાર તો માત્ર તેનાં થોડાં અંગોપાંગ કાપી બાળકોને કદરૂપાં બનાવી એટલુંજ પાપ કરે છે, પણ બાળલગ્ન કરનાર તો બાળકના જીવનધનનો સમૂળો નાશ કરે છે.** એ તો તમે જાણો જ છો કે કાચા ફળ પ્રથમ તો ખાટા, તીખા, તુરા, ને કડવા હોય છે, ને પકવ થયા પછી તેના મધુરતાનો સમાવેશ થાય છે. કેરીઓ ય કાચી હોય તો તેને પરાળમા રાખીને પકવ્યા પછી જ

વાપરવામાં આવે છે. જો કાચા ફળ ખાવામા ય કોઇ ભૂલ કરતું નથી તો પોતાના સંતાનને કાચા ફળથી પણ તુચ્છ માની તેના હિતની ફળ જેટલી પણ ચિંતા કરવામા ન આવે તો એ કેટલું શરમજનક કહેવાય ?

આ ભારતમા પ્રતિવર્ષ ૬૦ લાખ બાળમરણો થાય છે એ સંખ્યાનો તમોને ખ્યાલજ હશે. તેનું મુખ્ય કારણ બાળલગ્નજ છે.

તમે યૂરોપાદિ દેશોમાં જઇને જુઓ. ત્યા ગાય, ભેંસ, ઘોડા તથા કૂતરા આદિ પશુઓમા પણ નર તથા નારી જાતિની પરીક્ષા કરી કયો નર કયી નારીજાતિ માટે વિશેષ યોગ્ય થઈ શકે તેની ડૉકટરી તપાસ કરાવ્યા પછી જ એ બન્ને નરનારીનો સંયોગ કરાવવામા આવે છે.

પણ આ ભારતના માબાપ, પશુઓ તો દૂર રહ્યા પણ પોતાના પ્રાણપ્રિય શિશુઓની પણ, એટલી દરકાર રાખતા નથી. એ માત્ર માની લીધેલા લગ્નના લ્હાવા પાછળ એટલા તો ઘેલા બની ગયા હોય છે કે પછી એનું શુ પરિણામ આવે એ વિચારવાનો અવકાશ એમને હોતો નથી. તેઓ બાળલગ્ન કરીને બાળકનુ અચાનક મરણ નિપજાવે છે અને આ રીતે પોતે જ પોતાના હાથે સંતાનનું અહિત કરી પછી પશ્ચાત્તાપ કરી પોક મૂકે છે. પણ હાથેથી ભૂલ કરી પછી રડવું એનો શો અર્થ? બાળલગ્ન એ દંપતીલગ્ન નથી પણ તે યમલગ્ન છે. એ બાળકો પુખ્ત વયના થતા પહેલાં વીર્ય ગુમાવી નિર્જીવ બને છે, પોતાનાં માબાપો તથા સમાજને શ્રાપ આપી જીવન પૂરું કરે છે, અને દેશમા નિર્બળ પ્રજા અને બેકારીનો વારસો મૂકી જાય છે.

વિવેકી પુરુષો આટલું વિચારી પોતાના હાથે પોતાના જ બાળકોનું અને એને લીધે સમાજ તથા રાષ્ટ્રનું ખૂન કરતાં અટકે એવી લેખકની એમને નમ્ર પ્રાર્થના છે.

---

# [૨૦] કોને રડશો ?

જન્મ, જરા અને મરણ એ સંસારનાં સ્થિતિવિશેષ છે. જે જન્મે છે તે મરે છે, અને જે મરે છે તે જન્મે છે, એમ ઘટમાળ ચાલ્યાજ કરે છે. ખરી રીતે તો મરણ એ જન્મનું પૂર્વ રૂપ છે. આપણે જૂનું વસ્ત્ર છોડીને નવું પહેરીએ અને જૂનું મકાન છોડી નવામાં પ્રવેશ કરીએ, તેવી એ જન્મ અને મરણની ક્રિયાઓ છે. જ્યારે આ જીવને અહીં મળેલી સાધનસંપત્તિ કાર્યકર રહેતી નથી, ત્યારે નવી મેળવવા માટે એ જન્માંતર કરી ફરી પાછું પોતાનું કાર્ય શરુ કરી દે છે. પોતાનો પુત્ર કમાવા માટે કે નવીન વિદ્યા મેળવવા માટે દેશાવર જતો હોય ત્યારે જેમ રુદન કરવું એ અમાંગલિક ચિહ્ન છે, તેમ મૃત્યુવખતે શોક કરવો એ અનુચિત છે.

તમને અનુભવ તો હશેજ કે મુસ્લીમ કોમ, વોરા, ખોજા, પારસી અને અંગ્રેજ તથા બીજા વિદેશી લોકોને ત્યા જ્યારે પોતાના કોઇ આપ્તજનનું મૃત્યુ થાય છે ત્યારે તેઓ એ મુડદાને અતિ શાંત અને ગંભીર મનોદશામા તથા ધીમી ચાલે કબ્ર ઇત્યાદિ સ્થાને લઇ જાય છે. મુડદાંને ઉપાડનાર તથા એની સાથે ચાલનાર બન્ને વર્ગ માર્ગમાં પણ ધીમે રહીને પોતાના ઇષ્ટનું નામ લે છે, અને વૈરાગ્યનું એવું તો રમણીય વાતાવરણ જમાવે છે કે એને જોનારના હૃદયમાં પણ ગભીર શાતિ છવાઈ રહે. આ શાન્તિ ઠેઠ એ મૃત જીવના શરીરની દફનક્રિયા સુધી અખંડ જળવાઈ રહે છે અને ઘેર આવ્યા પછી પણ એવીજ શાન્તિ કાયમ રાખે છે.

એક તરફ જ્યારે આટલી શાન્તિ જોવાય છે, ત્યારે બીજી તરફ હિંદુ તથા જૈન ભાઇઓ કે જેઓ પોતાને આર્ય, જ્ઞાની, ધર્માવતાર, અને વિવેકી તરીકે ઓળખાવે છે, તેઓની એટલીજ અશાતિ અને કોલાહલ નજરે પડે છે. તેઓ મુડદાને વેઠ તરીકે ઉપાડતા હોય એવું લાગે છે. માર્ગમાં ચાલતા ચાલતાં દોડાદોડ અને ખોટો કોલાહલ

કર્યા કરે છે. રસ્તે જતા એ મૃત દેહના કેટલાંક સગાં સ્નેહીઓ જાણે બીજાઓને પોતાનો સ્નેહ દેખાડવાના ફાંફાં મારતા હોય એમ જોરથી રડીને બૂમો પાડી વાતાવરણને અશાંત અને તીવ્ર કરુણ કરી મૂકે છે. એની સાથે ચાલનારા બીજા ભાઈઓ પણ ઇચ્છાએ કે અનિચ્છાએ રૂઢિને વશ થઈ ઓ......હો......ઓ......હો......નો પોકાર કરી પોતાના ઘરનું તથા રસ્તાનું વાતાવરણ પણ કોલાહલમય કરી મૂકે છે. કોઈ પણ મરી જાય ત્યારે આમ કરવું જ જોઈએ એવી જાતનો એ લોકોમા રીવાજ પડી ગયો હોય છે.

પૂર્વે આર્ય લોકોમા આવી રૂઢિ ન જ હતી. તેમણે અધ્યાત્મ-સિદ્ધાંને સમજીને જીવનમા પચાવી હતી. કોઈ મૃત્યુ પામે ત્યારે **એ મૃત જીવને શાંતિનાં આંદોલનો પહોંચાડવાં તથા એમના ગૃહસ્થાને અને આખા ગામમાં શાંતિ પ્રસારવા માટે એ લોકો 'ૐ' કારનો જાપ જપતા હતા. ૐકાર મંત્ર એ પ્રણવમંત્ર કહેવાય છે. આર્ય પ્રજાનો એ મૌલિક અને સર્વમાન્ય મંત્ર છે. એ એક અક્ષરમાં વિશ્વની સર્વ શક્તિઓનો સમાવેશ છે.** એના જાપથી જગતની સર્વ શક્તિઓ આકર્ષાય છે, અને શાંતિનુ વાતાવરણ સર્વત્ર છવાઈ રહે છે.

પણ એ પૂર્વની સંસ્કૃતિ ભુલાઈ ગઈ અને કોઈ એક દુર્ભાગી પળે અજ્ઞાન બનેલી પુરુષજાતિમાં 'ૐ' ને બદલે ઓ...હો...ઓ ...હો...થઈ ગયું, અને સ્રીજાતિ રાગપ્રિય હોવાને કારણે એ વર્ગમાં તો તાલબદ્ધ ગાન શરૂ થઈ ગયુ. આ રીતે એ ઉચ્ચ ગણાતી જાતિઓમાં રડવાની, કૂટવાની અને છાજીયા લેવાની ઘાતકી પ્રથા શરૂ થઇ ગઇ.

રડવા કૂટવા તથા છાજીયાં લેવામા બેનોના દેહની અને મનની જે દુર્દશા થાય છે તે વાત સૌ કોઇ જાણે છે. એનો વિસ્તાર શો કરવો ? પણ એટલુંજ કહેવું બસ થશે કે આખી દુનિયા તપાસો.

કોઇ પણ જંગલી જાતિમાંય આવો અધમ, ઘાતકી અને ભયંકર રિવાજ માલુમ નહિ પડે. ભારતવર્ષની ઉચ્ચ ગણાતી હિંદુ અને જૈન સમાજ સિવાય એ રિવાજ ક્યાય નહિ દેખાય.

આફ્રીકાનો આખો પ્રદેશ જંગલી છે. ત્યાના કાળા લોકો તદ્દન નગ્ન દશામા જીવન વિતાવે છે. ત્યા બેન, ભાઇ, માતાપિતા વચ્ચે બીજી કોઇ સમાજવ્યવસ્થાના નિયમો નથી. એવી જંગલી પ્રજામાં પણ રડવા કૂટવાનો જંગલી રિવાજ નથી. જો એવી જંગલી કોમમા પણ એ રિવાજ ઇષ્ટ નથી, તો સભ્ય પ્રજા માટે એ કેમ ઇષ્ટ હોય?

અમેરીકન વિદુષી સ્ત્રી મિસ મેયોનું નામ તમે જાણતા હશો. એણે આખા ભારતવર્ષની મુસાફરી કરી હતી અને આ દેશની ઉચ્ચ ગણાતી કોમોમાં રડવા કૂટવા કે છાજીયાં લેવાની પ્રથા અને એજ મરણ પાછળ લાડુ જમવાનો રિવાજ તેમજ લગ્ન વખતે પર-વહુના પક્ષોને ફટાણાં આપવાની રૂઢિ વગેરે જોઇને ભારતવર્ષને એણે જંગલી દેશ તરીકે ઓળખાવ્યો, અને "ભારત માતા" નામનું પુસ્તક લખી એમા બ્હેનોની આ કંગાળ દશા પર મશ્કરી અને કડક નિંદા કરી છે.

જોકે આ પુસ્તક પ્રમાણિક ભાવે લખાયું છે એમ માનવાનુ કારણ નથી, પણ ભારત વિષે જો એના મનમાં ખરેખર ખોટી છાપ પડી હોય તો એના કારણભૂત આપણી આવી આત્મઘાતક રૂઢિઓ છે. એગને આપણે પહેલી તકે વિદાય આપી દેવી જોઇએ.

## રડવાથી થતી હાનિઓ.

આંદોલનોની સૂક્ષ્મ અસર જગદ્વ્યાપી બની રહે છે. ખરાબ આંદોલનો મૂકનાર માત્ર પોતાનુંજ નહિ બલ્કે મરનારનું પણ બૂરું કરે છે, અને સમાજમાં ખરાબ આંદોલનો પ્રસારી એની શાંતિમા ભંગ પાડવાનું મહા પાપ ઉપજાવે છે. જોકે મરણ પાછળ રડવું એજ નિરર્થક ક્રિયા અને જંગલીપણું છે, પણ તોયે પોતાના આપ્ત

જનનો મૃત્યુથી કાયમી વિયોગ થયેલો હોઈ મોહને લીધે દુઃખ થઇ જવું કે રડવું આવી જવું એ જુદી વાત છે, અને ખાસ ઈરાદાપૂર્વક રડવું એ જુદી વાત છે.

આજે મરનારની પાછળ એના પ્રેમી કે સ્નેહી જનો ધર્મ-સ્મરણ, પુણ્ય કે દાન કરવાને બદલે રડીને, કૂટાવીને અને કૂટવા માટે ભાડુતી ભાટણો બોલાવીને રડાવે છે, અને છાજીયા લેવડાવે છે. કેવી એ કરુણ મનોદશા ? આ રીતે મરનારના સ્નેહીઓ શાન્તિનુ વાતાવરણ જમાવવાને બદલે શાતિમા ભગ પાડે છે; સ્નેહીને બદલે સ્નેહી થઇ વૈરીનુ કામ કરે છે; પોતે પીડાય છે અને અન્યને પણ પીડે છે

## સમાજની રૂઢિ.

સમાજની આ રૂઢિ પ્રત્યેક શાણા કે સમજુ જનને તો ઉપ-હાસનું સ્થાન છે, પણ એ સમજુ જનોય પોતાના કુટુંબમાથી કે સમાજમાથી આ રિવાજ તદ્દન નાબુદ કરવા શક્તિમાન થતા નથી, પણ ઉલટા એ ધરડમાં ધસડાયે જાય છે, એટલુ એ રૂઢિએ પોતાનું જોર સમાજ પર જમાવ્યું છે.

કોઈનું સગું મરણ પામે તો તેને પોતાના સ્વાર્થ, મોહ, કે સ્નેહને ખાતર રુદન આવે એ સ્વાભાવિક ગણીએ, પણ જેને વિશેષ સંબંધ નથી તેને રોવું કયાથી આવે ? એ સમજી શકાય તેવી વાત છે. પણ આજે સમાજમા રોનાર તથા કૂટનાર જેને ત્યા વધારે આવે તેમાં મોટાઈ ને રોનાર તથા કૂટનાર ઓછા આવે તેમા ગરીબાઈ માનવામા આવે છે. જેને ત્યા રોનાર તથા કૂટનાર ઓછાં હોય એ કહે છે કે "અમારા જેવા ગરીબને ત્યા કોણ આવે ?" અને એમ કહી દુઃખ માને છે. પોતાને ત્યા મરણ થાય તે વખતે પોતાને ત્યાં રોનાર ભાઈ તથા કૂટનાર બ્હેનો વધારે આવે તે માટે બીજાને ત્યાં રોઈને તથા કૂટીને પણ પોતાને ત્યા ભવિષ્યમાં રોવા કૂટવા માટે આવવાનું એ આમંત્રણ આપવા જાય છે!

જીવતાં માબાપના મરવા પહેલાં બીજાને ત્યાં રોવા જનાર તથા કૂટવા જનાર પોતાનાં માબાપ મરી જાય તે પહેલા રોવા તથા કૂટવાનું આમંત્રણ આપવા માટે જાણે કાં ન જતાં હોય, એવું લાગે છે. સારાશ કે આ પ્રથાને વશ છે તેઓ **"અમારાં જીવતાં માબાપ મરી જાય ત્યારે તમો અમારે ત્યાં રોવા આવજો"** એવું આમંત્રણ આંપવા જાય એથી વિશેષ જગલીપણું ને ઘાતકીપણું બીજું શું હોઈ શકે ?

**ધાર્મિક દૃષ્ટિ.**

ધાર્મિક દૃષ્ટિએ જોતાં આ ક્રિયામાં શાસ્ત્રકારો મહાપાપ બતાવે છે. જૈન શાસ્ત્ર તો એ ક્રિયાનુ ફળ અધમાધમ ગતિ બતાવે છે. જૈન શાસ્ત્રમા એક ઉલ્લેખ છે કે "ચક્રવર્તીની પટ્ટરાણી કે જેનું નામ શ્રીદેવી છે એ રૂદન કરે છે." ચક્રવર્તી જેવા સમૃદ્ધ અને સુંદર પોતાના પતિના મરણથી સ્ત્રીહૃદય દુભાય અને રુદન આવે એ સ્વાભાવિક છે છતા જૈન શાસ્ત્રકારો તે રુદન કરનાર રાણીને રુદન કરવાના પાપના પરિપાક રૂપે નીચ ગતિમા ગયાનું જણાવે છે.

જો પતિના મરણ પાછળ એક આદર્શ સ્ત્રી રૂદન કરે તો એ ધાર્મિક દૃષ્ટિએ અનર્થકારક છે, તો જેની તેની પાછળ મા લોકોને સારૂં દેખાડવા સારુ દંભી રીતે રોઈને રાગડા ખેંચનારની કેવી ગતિ થવી જોઈએ ? તે રોનાર તથા રોવડાવનાર બ્હેનો તથા ભાઈઓજ વિચારે.

**શારીરિક દૃષ્ટિ.**

રૂદન કરવાથી આંખો દુઃખવા આવે છે, તેજ ઘટે છે અને છેવટે અંધાપો પણ આવે છે. છાજીયા લેતી વખતે બ્હેનો છાતીને કૂટીને લોહી કાઢે છે. **છાતી કૂટવાથી છાતીના અનેક રોગો થવા પામે છે, તથા જાહેર રસ્તા પર લજ્જા મૂકી છાતી ખુલ્લી કરી કૂટનાર બ્હેનોની નિર્લજ્જતા તથા બેશરમી**

માટે તો બીજું શું કહી શકાય ? ગમે તે નીચ પ્રકૃતિના માણસ તેમનાં અંગોપાંગ નીરખી શકે છે. રોનાર બ્હેનો મરણવાળાના ઘેર તેના નાકના છેડા તે ઘરમાં નાંખીને તે ઘરને ગંદું તથા રોગવાળું બનાવતી જાય છે. આવી દુષ્ટ પ્રથાથી થતા સ્ત્રીઓના રોગો અને ગંદાઈ લખવા ધારીએ તો પુસ્તક ભરાય.

આર્થિક નુકશાન.

મરનારને ત્યા એકતરફથી આટલું રૂદન અને કૂટન થાય છે અને બીજી તરફ કાણીયા આવે છે ત્યારે તપેલી ભરીને ઘીમાં બોળેલી રોટલી અને ઉપરથી ઘી પીરસવામા આવે છે; ને તે કાણીયા ભાઈ તથા બ્હેન મરનારના શોક પાછળ રોવા તથા કૂટવાને બ્હાને પોતાના લગ્નમાં પણ જેટલું ઘી ન ખાધું હોય તેથી વિશેષ ઘી આ નિમિત્તે ખાઈ પોતાની વૃત્તિને પોષે છે ! આ તે કઈ જાતનું નાટક ? જેને સામાન્ય બુદ્ધિ હોય તે પણ આ અનિષ્ટને સમજી શકશે. એક દુઃખી, અનાથ, નિરાધાર અને કંગાલ અબળાને મૂકી જનાર પતિની પાછળ એનાં સગા વહાલાઓ એક તરફ રડે, અને બીજી તરફ ઘી ખાઈ વિધવાની સ્થિતિ કફોડી કરે, એ તો ઉચ્ચ સમાજની ઉચ્ચતાનીજ નિશાની હશે ને ! એવા ઘી ખાનારાઓ ઘી નથી પીતા, પણ એ વિધવા બ્હેનનાં ચોધાર પડતાં ઉન્હાં-આંસુઓ પીએ છે.

એકદા કાઠિયાવાડના એક ગામમાં એક ભાઇ માત્ર ૮૦ રૂપીઆનું દેવું ન ભરી શકવા જેવી કફોડી સ્થિતિ હોવાથી અને લ્હેણદારોના ત્રાસ હોવાથી અફીણ ખાઇ મરણ પામ્યો; તેનીજ અનાથ વિધવા સ્ત્રીને પોતાના દાગીના તથા સામાન વેચીને કાણમાં આવનારને ઘીમાં ઝબોળેલી રોટલી આદિ ખવરાવવામાં

રૂ. ૧૫૦ નું ખર્ચ કરવું પડ્યું હતું, જે વિધવા પાસે આર્થિક શક્તિ ન હોવાથી છેવટે એમને ઈચ્છા ન હોવા છતાં કન્યાવિક્રય કરવો પડયો હતો.

એ કન્યાવિક્રય અને આવી કફોડી સ્થિતિનું નિમિત્ત કોણ? સમાજ કે બીજું કોઈ? ઘાતકી રિવાજને લીધે અનેક ભાઈઓ તથા બ્હેનોને અફીણ ખાઈને આવા પાપી રિવાજથી બચવા મરણુની શાંતિનો રસ્તો શોધવો પડે છે. પોતાને ધર્માત્મા કે જ્ઞાની માનનાર ભાઈઓ તથા બ્હેનો આવી મડદાની પાછળની ઘીમાં ઝબોળેલ રોટલી તથા મીઠાઈ ખાતાં શરમાતા નથી, તો અન્યથી શી આશા રાખી શકાય? **ખાવામાં જો ઘી તાજું ન હોય યા પીરસનાર પાણીની પેઠે ન પીરસે તો એ રડવા આવનાર બ્હેનો તથા ભાઈઓ એની નિંદા કરવા લાગે છે! કેવી એ અધમ વૃત્તિ!**

**વિધવાને ત્યાં ખાવાને ભલે સૂકો રોટલો ન હોય તે છતાં આમને તો ઘી ને રોટલી જોઈએ જ. એ પૂરું કરવા માટે જોઈએ તો એ વિધવા બ્હેન પોતાનાં ઘરેણાં કે ઘર વેચે, અગર તો દિકરીને વેચીને પણ ખવડાવે!**

**રિવાજનું મૂળ.**

આ રિવાજની પાછળનો આશય તો પ્રથમ શુદ્ધ અને યોગ્ય હતો. મરનારની વિધવા તથા તેનાં પુત્ર પુત્રી સુખી છે કે દુઃખી? એમને ખાવા પીવાનો તથા એના બાળકોને ભણાવવાનો બંદોબસ્ત છે કે નહિ? તેની તપાસ કરી એને ત્યા જનાર સગાંઓ પંચની લકડી ને એકના બોજ રૂપે તેને મદદ કરવા માટે જતા. એ રીતે આ રિવાજ શરુ થયો. પણ પાછળથી એ રિવાજે રૂઢિનું રૂપ પકડ્યું અને એ સગાં સ્નેહીઓ મરનારની પાછળનાને આશ્વાસનદાયક નીવડવાને બદલે શાન્તિહારક નીવડયા. કેટલેય સ્થાને મરનારની પાછળ રોટલી ઘીને બદલે ઘી ખીચડી ખાવાનો રિવાજ છે. એ કહેવામાં તો

**ઘી ખીચડી એટલે સારું ભોજન છે, પણ એ ઘી ખીચડી પાછળ ઘીનું ખર્ચ બહુ થાય છે. ઘી ખીચડી શીરાપુરીની પણ દાદી થવા પામે છે.** આ પાપમાં જૈનો કે વૈષ્ણવોને એક યા બીજી રીતે ફસાયેલા જોઇ અત્યંત ખેદ થાય છે.

વળી અધુરામાં પુરૂં સમાજના નેતાઓ એ મરનારના કુટુંબને રાહત આપવાને બદલે ઘીમા ઝબોળેલી રોટલીથી જાણે કાર્ય અપૂર્ણ રહ્યું હોય તેમ આગીઆરમે, તેરમે કે છ બાર માસ પછી તેઓ ભેગા થઈને મરનારની પાછળ મૃત્યુભોજન કરાવે છે અને હોંશે હોંશે ખાઇને ઓહીયાં કરે છે. જો એ મરનારની પાછળનામા કાંઇક શક્તિ હોય તો પાચ પકવાન્ન અને શક્તિ ન હોય તો ઘર વેચીને પણ શીરાપુરીનું જમણ કરવાનો ઠરાવ કરે છે. મરનારની વિધવા અને બાળકો સમાજના નેતાઓના આ કાયદાથી અંદર અંદર ચોધાર આસુઓ વહેવડાવે છે. જમનારને એમના દુઃખનુ ભાન કયાથી હોય ? તેઓ તો બાયો ચડાવીને તથા ઉચે પાટલે બેસીને લાડુ, પાંચ પકવાન્ન તથા શીરા ને પૂરી ઉડાવે છે.

**જેમ કોઈ જાનવરના મુડદા ઉપર કાગડા, ગીધ, સમડી અને કૂતરાં તૂટી પડે છે ને તે મુડદાને ચાંચથી તથા દાંતથી ફોલી ખાય છે,** તેમ જમણપ્રેમી ભાઇઓ મરનારની અનાથ સ્ત્રી તથા બાળકોના જીવનધનને જમણવાર કરાવીને ફોલી ખાય છે, ને પોતાના પેટને ફુલાવીને આ રીતે ક્રૂર રિવાજને અધીન બની પાપના ખાડામા પડે છે, અને આખા સમાજને પાડે છે.

એ તો તમે જાણોજ છો કે હિંદુસ્તાનના બાદશાહ આઠમા એડવર્ડ જેવાએ પણ પોતાના દાદા-દાદી તથા બાપના મૃત્યુ પાછળ જમણવાર ન કર્યા, કારણકે મૃત્યુ પાછળ જમવું એમા માણસાઇ નથી. છતાં અહીં તો ગરીબ અને અનાથ વિધવાઓ પાસે પણ બળાત્કારે જમણ કરાવવામાં આવે છે ને જો તે જમણ ન કરે તો તેના પુત્ર યા પુત્રીના લગનમાં વાધો નાંખવામાં આવે છે! આ રીતે આ રિવાજ

એક ઘાતકી સ્વરૂપ નીવડયો છે. જોકે હવે ધીમે ધીમે આ પ્રથા સામે યુવાનોમાં તીવ્ર વિરોધ જાગ્યો છે, છતા હજુ ઘણે સ્થળે એ પ્રચલિત તો છેજ. મરણ પાછળ રોવું, કૂટવું કે જમવું એ જંગલી અને બેહુદી રીત છે. એનો સાર્વત્રિક અંત લાવવો જોઇએ.

મરનાર પાછળના આ દુષ્ટ રિવાજને લીધે આ રીતે આર્થિક અને શારીરિક નુકશાન ઉપરાત એ વિધવા બ્હેનને અનિચ્છાએ પણ પોતાની પ્રાણપ્યારી પુત્રીને વૃદ્ધ સાથે પરણાવવાનું પાતક વ્હોરી, એના પૈસા લઇ સમાજ ખાતર પોતાની પુત્રીના કન્યાદાનમાં વિધવાપણું આપવું પડે છે. તે પુત્રી ભરયુવાનીમા વિધવા થાય, અનાથતાને લઈને અનિષ્ટ સેવતી થાય, કે કફોડા સંયોગોમાં મુકાઈ આસુ સારે કે બાળહત્યા જેવા અનેક પાપોમાં પરિણમે. આવી એક ઘાતકી રૂઢિથી આવું પરિણામ આવે તે કેટલું ભયંકર છે!

આ તમામ પાપના ભાગીદાર મરનાર પાછળ રોવા તથા કૂટવા આવનાર, ઘી રોટલી ખાનાર, તથા જમણ જમનાર ભાઇઓ અને બ્હેનો થાય એ સમજી શકાય છે. આશા છે કે વિચારક ભાઈઓ તથા બ્હેનો આ પાપથી બચી પોતાની જાત પર દયા કરી પોતાને આવાં અનિષ્ટોથી બચાવી લેવાનો પ્રયત્ન કરશે.

---

## [૨૧] દવા અને કુદરતી ઉપાય.

શારીરિક અને માનસિક આરામ એજ દર્દ મટાડવાનુ ખરૂં ઔષધ છે. શરીરનો રોગ નિવારવા માટે તો ઔષધ લગભગ નકામું છે. ઔષધ તો કેવળ એક રોગ વધીને બીજા રોગોને ઉત્પન્ન ન કરે એવા ભવિષ્યના ભયથી બચવાનો ઉપચાર માત્ર છે.

પ્રાચીન કાળમા વૈદ્યો જગતના સેવકો ગણાતા કારણકે દર્દ ઉત્પન્ન કરી પછી એને મટાડવામાં નહિ પણ દર્દ ઉત્પન્ન ન થાય એવું પ્રથમથીજ વાતાવરણ રચવામા તેઓ પોતાનો ધર્મ સમજતા.

**लंघनम् परमौषधम्** એ આયુર્વેદનું મૌલિક સૂત્ર આ વાતની સાક્ષી પૂરે છે.

જેમ જેમ વૈદ્યોનુ વલણુ બદલાતું ગયું, દર્દ મટાડવું એ નહિ પણુ મુખ્યત્વે ધન મેળવવું એજ એમનું કર્તવ્ય થઇ પડયું, તેમ તેમ દર્દીઓ કચરાતા ગયા. આજે ઠેર ઠેર ડૉક્ટરો અને વૈદ્યોનાં પાટીઆ દેખાય છે, છતા જગતમા દર્દો ઘટયાં નથી.

દર્દીઓનું અકુદરતી જીવન અને ડૉક્ટરોની ધનલોલુપતા આ બેજ દર્દોના મૂળ છે. ડૉક્ટરોનો સ્વાર્થ દર્દીને કુદરતી જીવનનો બોધ શી રીતે આપી શકે અને કૃત્રિમ જીવનથી ટેવાએલા દર્દીઓ કુદરતી ઉપચારોને આચરીયે શી રીતે શકે ?

વાસ્તવિક રીતે શરીરરચના જોવાથી એ સ્પષ્ટ જણાઈ આવે છે કે શરીર પોતેજ પોતાનો ડૉક્ટર છે. એ આંખ, કાન, નાક, મુખ અને બીજાં અગણિત છિદ્રો વાટે મળ તથા કચરો બ્હાર કાઢે છે. એનું આ કાર્ય રાત્રિ દિવસ અવિશ્રાતપણે ચાલ્યાજ કરે છે. રોગ એ શરીરમા ભરાઈ રહેલો કચરો છે. આથીજ શરીરમાં રોગ ત્યારેજ દેખાય છે કે જ્યારે મન કોઈ પણુ ઇન્દ્રિયોના વિષયને વશ થઇ જરૂરીઆત કરતા શરીરમા વધારે કચરો ભરે અથવા ગજા ઉપરાત એનાથી કામ લે.

રોગ દેખાવ દે એનો અર્થ એ કે શરીરમા ભરાઈ રહેલો કચરો બહાર નીકળવા યત્ન કરે છે. આવે વખતે દવા લઈને મનુષ્યો ઘણી વાર ઉલટો એ કચરાને અંદરજ રહેવા દઈ દર્દને વધારે છે. આજે એક ઔષધ લેવાથી એક દર્દ ઘટે છે પણુ બીજાં અનેક વધતા દેખાતાં હોય તો એનું કારણુ પણુ આજ છે. આથીજ અમેરીકા જેવા આગળ વધેલા દેશોમા રોગનિવારનાનું ધોરણુ બદલાયું છે. કૃત્રિમ ઉપાયોનો ત્યાગ કરી તેઓનુ વલણુ કુદરતી ઉપાયો તરફ વળ્યું છે.

'ઉપવાસ ચિકિત્સા' નામના પુસ્તકમા એક સમર્થ અમેરીકન ડોક્ટર લખે છે કે:—

(૧) પ્રજામા જે સમયે અજ્ઞાનતાનો પ્રચાર વિશેષ થવા પામ્યો હશે તેવા દુર્ભાગી સમયે દવાનો રિવાજ શરૂ થયો હશે.

(૨) દવાથી રોગ નાશ પામે છે એ સમજણ ભારે ભૂલભરેલી છે.

(૩) દવા ન આપવી એ રોગી પર મહાન ઉપકાર કરવા સમાન છે.

(૪) સ્વાભાવિક મૃત્યુ કરતાં દવાથી વિશેષ મરણ થાય છે.

(૫) ખરી રીતે તો રોગ એક પ્રકારની ચેતવણી આપે છે કે શરીરમા નવો કચરો ન નાખો અને જુનાને કુદરતી ઉપાયો દ્વારા બાળી નાખો.

(૬) રોગ એટલે વાત, પિત્ત, કફની અસમાનતા. વાતવિકાર સાત દિવસમા, પિત્તવિકાર દસ દિવસમાં અને કફવિકાર બાર દિવસના ઉપવાસથી નાબુદ થાય છે.

(૭) અનુભવી ડોકટરોને દવા ઉપર વિશ્વાસ નથી. બિનઅનુભવી ડોકટરોનુ વલણ દવા તરફ વિશેષ દેખાય છે, કારણકે ઘણી ખરી દવાઓ વિષથી બને છે અને શરીરમાં વિષજ ફેલાવે છે, એમ જણાયાથી ઘણાખરા પરોપકારી, વિદ્વાન અને ઉંચી ડીગ્રી ધરાવતા ડોકટરોએ દવાના કૃત્રિમ ઉપાયો છોડી કુદરતી ઉપાય તરીકે ઉપવાસનો સ્વીકાર કર્યો છે.

(૮) રોગીના પેટમા અન્ન ન નાખવાથી રોગ સ્વયમ્ નાશ પામે છે. એવો એક પણ રોગ નથી કે જે કુદરતી ઉપાયોથી ન મટી શકે. પશુ પક્ષીઓ પણ રોગસમયે ખાનપાનનો ત્યાગ કરે છે અને એથી તરતજ તન્દુરસ્ત થાય છે. ઉપવાસ કરવો એ કુદરતી ઉપાય છે.

(૯) જોકે ઉપવાસ કરવાથી કોઈ કોઈનુ શરીર દુખે છે, ચક્કર આવે છે અને ઘણીવાર મુખનો સ્વાદ પણ બગડે છે, પરંતુ આ બધા ચિહ્નો સહેતુ હોય છે. શરીરમાંથી ગેસ બહાર

નીકળવાની એ નીશાની છે. શરીરમાંથી જ્યારે સંપૂર્ણ રોગ બ્હાર નીકળી જાય ત્યારે ઉપરની ફરીયાદ રહેતી નથી.

એમના આ અભિપ્રાય પરથી એટલું તો સ્પષ્ટ જણાઈ રહે છે કે દવા એ ગૌણ ઉપાય છે, મુખ્ય ઉપાય નથી. કેટલીક દવાઓ એક રોગને મટાડી બીજા રોગોને ઉત્પન્ન કરે છે એવો પણ ઘણાને અનુભવ થયો છે, અને એ દવાઓમાંની ઘણીખરી પ્રાણિજન્ય હોવાનો પણ સંભવ રહે છે. આથી ધાર્મિક અને આર્થિક દૃષ્ટિએ જોતાં આદરવાલાયક ગણી શકાય નહિ.

અમેરીકા જેવા પ્રદેશમા અનેક પ્રકારના રોગીઓને ઔષધ વગર કેવળ ઉપવાસ કરાવીને, શુદ્ધ હવામાં રાખીને, સૂર્યસ્નાન કરાવીને અને પાણી તથા માટીના ઉપચારો કરાવીને તન્દુરસ્ત બનાવવાના અખતરાઓ સફળ નિવડયા છે.

ભારતવર્ષમા તો કુદરતી ઉપાયોનુ વલણ પહેલેથીજ છે, પણ આપણા દુર્ભાગ્યે પશ્ચિમની સંસ્કૃતિના સ્વામિત્વને લીધે લાગેલા ચેપથી આપણે આપણુ પોતાનું ભૂલી પારકામા જીવી રહ્યા છીએ. છતા આપણા સદ્ભાગ્યના એક કિરણ રૂપે હમણા હમણા કુદરતી ઉપાયો તરફ પ્રજા આકર્ષાઈ રહી છે. *કૈવલ્યધામ જેવી સંસ્થાઓ એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે. આવા કુદરતી ઉપાયોનો સર્વત્ર પ્રચાર થાય એમ આપણે ઇચ્છીએ.

---

## [૨૨] આગગાડી

માનવ જાતનો મોટો વર્ગ બીજાના અનુકરણ પરજ જીવતો હોય છે. પોતાની સ્વતત્ર બુદ્ધિથી વિચાર કરનારા બહુ વિરલ જનો હોય છે. વર્તમાન કાળે લોકો અનુકરણ જ નહિ પણ અંધ અનુક-

* કુદરતી ઉપાયોની ચીકિત્સા ઈચ્છનારાઓએ કૈવલ્યધામ લોનાવલા એ શિરનામે પત્રવ્યવહાર કરવો. ઉપવાસ ચીકિત્સા, જલચીકિત્સા, દુગ્ધચીકિત્સા, પ્રાકૃતિક ચીકિત્સા આદિ પુસ્તકો વાંચવા નમ્ર પ્રાર્થના છે.

રણ કરતા નજરે પડે છે. વિદેશની રહેણીકરણી તથા રીતરીવાજો કે જે તે દેશના વાતાવરણને લઇને યોજાયા હોય છે એ ઉપર કશું લક્ષ ન આપતાં ભારતવર્ષની ડાહી પ્રજા એને રૂઢિ રૂપે આચરી રહી છે એ દુઃખનો વિષય છે.

ધર્મ, અધર્મ અને પાપ પુણ્યની વ્યાખ્યામાં પણ તેવુંજ બન્યું છે. ધાર્મિક જનો એમા સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ ન કરતા હોવાથી ઘણી વાર એ પુણ્ય કમાવા જતા કે કરવા જતા ઉલ્ટું સવિશેષપણે પાપજ બાંધે છે. અહીં આપણે આગગાડી અને બેલગાડીનો વિચાર કરીએ.

બળદગાડીમા જ્યારે બે બળદો જોડાય છે ત્યારે ગાડું ચાલી શકે, એટલે બળદગાડીમાં બેસવાથી કે એનો ઉપયોગ કરવાથી એને દુઃખ થાય અને એ બળદોના પગ નીચે તથા ગાડાનાં પૈડાં નીચે અનેક કીડી મકોડા તથા બીજા નાના મોટા જીવો મરણ પામે, એટલે એટલું ધાર્મિક દૃષ્ટિએ પાપ ગણાય; અને વળી બળદગાડી ધીમે ધીમે ચાલે એટલે દૂર જવું હોય તો એમા ખર્ચ અને સમયનો ભોગ પણ વિશેષ આપવો પડે, એટલે એને લીધે વિવિધ દૃષ્ટિબિંદુઓથી લોકો આજે બળદગાડીનો ત્યાગ કરી આગગાડી અને મોટર ગાડી વાપરતા થઇ ગયા છે. તેઓ બળદગાડી કરતા આગગાડી તથા મોટર ગાડીમાં અલ્પ પાપ માને છે. પણ આ ઉપલક દૃષ્ટિથી જોવાનુ જ પરિણામ અને ભ્રમ માત્ર છે. જો ઉંડાણથી વિચાર કરવામા આવે તો લાખો બળદગાડીઓના ચાલવાથી જે પાપ થાય એનાથી યે વિશેષ પાપ એક આગગાડીના ચાલવાથી થાય છે, એવું સહજ સમજાય તેમ છે. રેલ ગાડી થયા પછી એ રેલ્વે અને સ્ટીમરો દ્વારા દર મીનીટે હજારો મણ ધાન્ય આ ભારત જેવી ભૂમિમાથી દેશાવર જવા લાગ્યું, ને કરોડો માણસો છતે ધાન્યે આ ભારતમા ભૂખમરો સહન કરીને ધીમે ધીમે જીવનનો અંત પામવા લાગ્યા. તમને એ વાચીને ખેદ અને દુઃખ થશે,

એ વાચીને રડશો કે આજે ૧૧૮ મણ ચોખા, ૬૫ મણ ઘઉં, ૫૫ મણ મસુરની દાળ, ૪૦ મણ અડદની દાળ, ૫૫ મણ પરચુરણ ધાન્યાદિ દર મિનીટે તમારા દેશમાથી દેશાવર ખાતે રવાના થાય છે, ને તમારા દેશની શ્રમજીવી પ્રજા સુકાળમાં પણ દુષ્કાળ ને ભૂખમરો વેઠી રહી છે.

## આગગાડી પહેલાંની હિંદની હાલત.

ધાન્ય તથા બીજી વસ્તુઓના ભાવ.

| | દર મણે | રૂ. આ. પૈ | | દર મણે | રૂ. આ. પૈ. |
|---|---|---|---|---|---|
| ઘઉં | ,, | ૦—૪—૯ | ઘી | ,, | ૨—૧૦—૦ |
| જવ | ,, | ૦—૩—૨ | તેલ | ,, | ૨—૦—૦ |
| જુવાર | ,, | ૦—૨—૪ | ગોળ સાકર | ,, | ૧—૬—૪ |
| ચોખા | ,, | ૦—૮—૦ | મીઠું | ,, | ૦—૬—૪ |
| તુવેરનીદાળ | ,, | ૦—૪—૯ | હળદર | ,, | ૦—૪—૦ |
| મગની દાળ | ,, | ૦—૭—૨ | ખાદી વાર | | ૦—૧—૭ |

સૌથી પ્રથમ આપણે અકસ્માતનો વિચાર કરીએ તો આગગાડીના સપાટાની અંદર દરવર્ષે અનેક મનુષ્યો તથા ગાય કે ભેંસ જેવા ઉપયોગી અને મહાન પ્રાણીઓ કપાઈ જાય છે. કેટલીક વાર આગગાડીના અકસ્માતથી અંગોપાગ જતાં બેકાર બની જઈ મનુષ્યો બળીને, કચરાઈને કે નદીમાં ડૂબીને પણ છેવટે મૃત્યુ પામે છે. જે આગગાડીના આધળા વેગમા મનુષ્ય તથા ગાય કે ભેંસ જેવા મોટા પ્રાણીઓ કપાઈ જાય તે વેગમા નાના જીવજંતુઓ કેટલાં હણાઈ જતા હશે, એની ગણત્રી તો થઈજ શી રીતે શકે ?

આર્થિક દૃષ્ટિએ જોઈએ તો આગગાડીએ ગરીબોનો રોટલો ઝુંટવી લીધો છે. આગગાડી અને મોટરગાડીના બહોળા પ્રચારથી બળદગાડીવાળાઓ આજે ભૂખે મરે છે અને ખેતી સિવાય બળદો નિરુપયોગી થઈ જવાથી એમનો કસાઈને ઘેર ઉમેરો થતો જાય

છે. મોટાં શહેરોમા તો લશ્કરના ખોરાક માટે હંમેશાં તંદુરસ્ત અને યુવાન બળદો જ કપાય છે. આ રીતે પશુધનનો નાશ થવાથી ખેતીવાડીનો પણુ નાશ થાય છે, ને ભારતમા દુષ્કાળ, દુઃખ તથા દારિદ્ર વધતુ જાય છે. આમ જ્યારે આગગાડી તથા મોટરગાડીમા ખર્ચાતો તમામ પૈસો દેશમાથી વિદાય થઈ દેશની નિર્ધનતામા વધારો કરે છે, ત્યારે બળદગાડીની મુસાફરીમા ખર્ચાતી પાઈએ પાઈ ગરીબ મનુષ્યોને તથા બળદ જેવા મૂક પ્રાણીઓને જીવિતદાન આપી તેમના આશીર્વાદ અપાવે છે. આગગાડી માટે હજારો માઈલની નીપજાઉ ખેતરની જમીન રોકવામાં આવી છે, જેથી ખેતીને અનેક રીતે નુકશાન થવા પામ્યું છે.

આટલું જાણ્યા પછી તમે મનને પૂછો કે આ રેલગાડી છે કે ગોઝારી રેલ છે? આ તે મોટરગાડી છે કે મોતગાડી છે?

તમોને યાદ તો હશેજ કે પાલીતાણાની પાણીની રેલ એકવાર આવી હતી, તેમા તો તમામ દેશમા કોલાહલ થઈ ગયો ને તે પાણીની રેલ પોતાની આસપાસના વૃક્ષો તથા મકાનોને ખેંચી ગઈ હતી. એણે સેંકડો માનવોને ઘર વિનાના નિરાધાર બનાવ્યાં હતા ને હજારો પશુઓને મરણને શરણ કરી નાખ્યા હતાં; ત્યારે આ વિશ્વવ્યાપી કાળા મોઢાની આગની રેલ હંમેશા રાત્રે તથા દિવસે અખંડ અને અવિશ્રાત વેગે વહીને ભારતની ધન, જન, ને કણની સંપત્તિનું હરણ કરી જાય છે, ને તેજ સ્થિતિ મોટરગાડી યા મોતગાડીની પણ છે. એ સારૂ કેટલોય કોલાહલ થવો જોઈએ, પણ આપણી વિચારશક્તિ જાગે ત્યારેને?

મોટરગાડી તથા આગગાડીની પૂર્વે આ દેશ ધન, જન ને કણની સંપત્તિથી ભરપૂર હતો, તેટલોજ વર્તમાનમા આ દેશ નિર્ધન ને પાયમાલ બનવા પામ્યો છે.

એ પહેલા ભારતવર્ષમાં અનાજ અને ઘીના ભાવો કેટલા સસ્તા હતા તે ઉપર આપેલા આંકડા પરથી સ્પષ્ટ સમજાશે.

આજે પણ જૈન મદિરોમા ઘીની બોલી બોલાય છે. તે વખતે પ્રભુની સમીપ તેમના ભક્તો અઢી રૂપીયે મણ ઘીનો હિસાબ ગણે છે. પ્રભુની સમીપ એ જૈનો ખોટો ભાવ બોલી પ્રભુની મશ્કરી કરતા નથી, પણ આગગાડીની રેલ આવ્યા પહેલા ઘીનો ભાવ અઢી રૂપીએ મણ હતો એનું એ સૂચક પ્રતીક છે.

હવે વિચારો કે જ્યારે ઘી જેવી મોઘી વસ્તુ માત્ર અઢી રૂપીએ મણ, ત્યારે દૂધ તથા ધાન્યના ભાવ કેટલા સસ્તા હોવા જોઈએ ? રેલ ગાડી આવ્યા પહેલા જે ભાવનું ઘી મળતું હતું તે ભાવનું આજે દુધ, જે ભાવની સાકર મળતી હતી તે ભાવનુ મીઠું, જે ભાવનો ગોળ મળતો હતો તે ભાવનો ખોળ અને જે ભાવનું ધાન્ય મળતું હતું તે ભાવનુ તો આજે ઘાસ પણ મળતુ નથી

આટલી સસ્તાઈને લીધેજ પૂર્વે એક મનુષ્યનુ માસિક ખર્ચ, દાળ, ભાત, રોટલી ને શાકનું માત્ર મળી પાચ આના આવતુ હતું ને હમેશા શીરોપુરી ખાનારનુ માસિક ખર્ચ અગીઆર આના આવતું હતું; ત્યારે હાલમા એક માણસનુ એકજ ટકનુ ખર્ચ ચારથી પાચ આના આવે છે. આટલી બધી મોઘવારીનુ કારણ આગગાડી છે.

ઓછામાં પૂરુ લશ્કરી અને વિદેશી જનો દૂધાળા પશુઓને પણ ખાઇ રહ્યા છે અને એમનુ માસ પણ પરદેશ જઈ રહ્યુ છે. ભારતમા દૂધાળા પશુઓના અભાવે ખેતીનો પાક અલ્પ થાય છે. આયાત કરતાં નિકાસ વધુ થાય છે અને દુધાળા પશુઓના અભાવે દુધ, દહીં અને ઘી પૂરતા મળતા નથી અને બહુ મોઘા મળે છે. છતા ભારતમા વિદેશી કપનીઓ ખોલવામા આવી છે કે જે કપનીઓ દુધનું માખણ કાઢીને તે માખણને આગગાડી અને સ્ટીમરદ્વારા દરિયાપાર મોકલે છે તથા માખણ વિનાના દૂધને સુકવીને તેનો આટો બનાવીને તેને પણ દિનોદિન દેશપાર તાણી જાય છે, અને ભારતનું એ ક્ષીર અને નૂર ચૂસી એને બદલે વિદેશમાથી વેજીટેબલ કે ચરબીના નકલી ઘીના તથા દૂધના કચરારૂપે નિત્ય લાખો ડબ્બાઓ આ રેલ

પાછી અત્રે મૂકતી જાય છે અને ગામડે ગામડે એને પહોંચાડે છે. સેંકડો પશુઓ હોવા છતા એ પાલકોના છોકરાઓને દૂધ, ઘી, મલાઇ તો દૂર રહી પણ છાશેય મળતી નથી. આ રેલનો ધંધો સારો માલ લઇ જવો અને એને બદલે કચરો માલ અત્રે મૂકી જવાનો તથા એક દેશમાથી બીજા દેશમાં રોગો ફેલાવવાનો છે, જેના પ્રમાણ રૂપે દરવર્ષે ભારતમા બેકારી વધતી જાય છે. એ બેકારીથી કરોડો અને માત્ર સાડચાર કરોડ માણસો તો માંદગીથી પીડાય છે. આ વાતથી શું તમો હજુ અજાણ છો ?

હવે કોણ કહેશે કે રેલગાડી પાણીની રેલ કરતાં અતિ ભયંકર નથી ? બળદગાડી જ્યારે ભારતના તન, મન, ધન, જન અને કણની સમૃદ્ધિમાં નિત્ય વધારો કરે છે, અને કરોડો માનવો મૂક પ્રાણીઓના અશીર્વાદ લઇ દેશના દારિદ્રનો તથા દુઃખનો નાશ કરે છે, ત્યારે આગગાડી એ બધુ લૂંટી જાય છે.

આ જમાનામા આગગાડી તથા મોટરનો આપણને એટલો તો નાદ લાગ્યો છે કે પ્રાણ જેવી એ અગત્યની વસ્તુ આજે થઇ પડી છે. ધમાલ અને ધતીંગોએ આપણું જીવન પરાધીન બનાવ્યું છે. એટલે એમનો સંપૂર્ણ ત્યાગ કરવો એ સંસારનો ત્યાગ કરી સંન્યાસ લેવા જેવી ભીષ્મપ્રતિજ્ઞા જેવું આપણને જણાઇ આવે છે, છતા માત્ર વિચારશુદ્ધિથી એ પાપને પાપરૂપ સમજાય તોય આ પ્રયાસ સફળ છે એમ માની આ વસ્તુસ્વરૂપ જિજ્ઞાસુ વાચકની સમીપે મૂકું છું. એ વાચી તેઓ આજે આગગાડી તથા મોટરનો ઉપયોગ કરી જે શાન્તિ વેદે છે તે શાંતિ નથી પણ ગરીબોના ઉના અશ્રુઓ અને શોણિતના બિંદુઓની વર્ષા છે, એટલું સમજતા શીખો.

---

## [૨૩] વીજળીનો દીવો

વિજ્ઞાનસમ્રાટ્ જગદીશચંદ્ર બોઝનુ નામ તમારાથી અજાણ્યુ નહિજ હોય. એમણે જલ અને વનસ્પતિના જીવોમા ચેતન અને માનવ જેવા સંજ્ઞા તથા લાગણીનાં તત્વો છે એવું જૈન સૂત્રનું કથન વિજ્ઞાનપ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યુ છે.

એમને મળવા માટે એક ભાઈ રાત્રે તેમના મકાન પર ગયા હતા ત્યા તે ભાઈએ જ્યારે તેમને અંધારામા બેઠેલા જોયા ત્યારે એના આશ્ચર્યનો પાર ન રહ્યો. એણે વિજ્ઞાનસમ્રાટ્ને પૂછ્યું કે, 'આપ આટલા અંધારામાં શામાટે બેઠા છો?' ત્યારે તેમણે જવાબ આપ્યો કે 'હું શું કરૂ? કુદરતે મને તેમ કરવા માટે ફરજ પાડી છે અને કુદરતની સામે યુદ્ધ કરવાની મારી પાસે શક્તિ નથી. જેમ શરીરના બીજાં અવયવોને શાતિની જરૂર છે તેમ આખ જેવા કિંમતી પદાર્થને પણ શાતિની જરૂર છે, એની શાતિ સારુ અને રક્ષા સારૂ કુદરતે આરામ માટે રાત્રિ આપી છે. એ કુદરતના નિયમને અનુસરવુ એ આપણી ફરજ છે. એથી હું મારી આંખની રક્ષા સારુ અંધારામા બેઠો છું. જ્યારે એ આખોને પ્રકાશની જરૂર હશે અર્થાત્ કે એના વિરામનો સમય પૂર્ણ થઇ જશે ત્યારે કુદરત સૂર્યરૂપી વિશ્વવ્યાપી દીપકને વગરમાગ્યો મોકલી આપશે. એ દીપ મૂકી મારે બીજો દીપ શામાટે કરવો?'

એ વિજ્ઞાનસમ્રાટ્ જગદીશચંદ્ર બોઝનુ ઉપરનુ કથન નર્યુ સત્ય અને આદરણીય છે.

આખ એ બધી ઇંદ્રિયો કરતા વધુ ઉપયોગી અને કાર્યકારી ઇંદ્રિય છે. એની ખોડ જીવનવિકાસની મોટી ખોટ છે, એ તો કોઈ સુરદાસને પૂછો તો એજ એની વેદના જાણી શકે કે કહી શકે. જેને આંખ નથી એને મન આખુ વિશ્વ અંધારું છે. એ આંખોને દિવસના સતત મટકું માર્યા વગર કામ કરવાનુંજ હોય છે. બીજી ઇંદ્રિયોને તો અમુક વખતેજ કામ હોય પણ આખને સદાય કામ

કરવુંજ પડે; એટલે બધી ઇંદ્રિયો કરતા એમને આરામની વધુ જરૂર છે. એમને જો આરામ ન અપાય તો એનું તેજ નરમ પડી જાય છે. આજે વીજળીની અને ગેસની બત્તીઓનાં અતિ તેજને પરિણામેજ દુનિયામા આધળા અને ચશ્માવાળાઓની સંખ્યા પ્રતિદિન વધતી જાય છે.

તમે જુઓ, રાત્રે પશુ તથા પખીઓ કુદરતના નિયમને અનુસરીને કશું કામ કરતા નથી, અંધારામા પોતાનો સમય વિતાવે છે, એથી પશુ અને પક્ષીઓમાં જવલ્લેજ તમે કોઇને અંધ જોઇ શકશો, પણ માનવોમા તો ભારતમા તથા અન્ય દેશોમા આજે લાખો અંધ જીવન વિતાવે છે અને હજુ જેમ જેમ સાધનો વધતા જાય છે તેમ તેમ એમની સંખ્યામાં વધારો જ થતો જાય છે.

પૂર્વકાળે ભારતમા બત્તીનો રીવાજજ અલ્પ પ્રમાણમા હતો. રાત્રે જગલ આદિ જવું પડે તો કેવળ કોઇ જીવજતુથી બચવા અને એની રક્ષા માટે અથવા ખાસ કોઇ અન્ય આવશ્યક પ્રસંગ હોય ત્યારેજ દીવાઓ વપરાતા હતા અને એ દીવાઓ એરંડીઆના કે એવા સાદા તેલના હતા, એથી વિશેષ નુકશાન નહોતુ થતુ, અને અલ્પ પ્રકાશવાળા દીવાઓમા પતંગ આદિ જીવોની પણ હિંસા અલ્પ પ્રમાણમા જ થતી.

વર્તમાનમા ગ્યાસતેલ, ગેસ ને વીજળીના પ્રકાશિત દીવાઓ વધતા જાય છે, જેથી તે દીવાઓમાં હમેશા હજારો યા લાખોની સંખ્યામા પતંગ આદિ જીવોનો નાશ થઈ રહ્યો છે.

અંધશ્રદ્ધાળુ અને ધર્મઘેલછાપ્રેમી જૈનો તથા વૈષ્ણવો પણ પોતાના પવિત્ર મદિરોમાં પ્રભુને રાજી રાખવા માટે એકેક મંદિરમા સેંકડો વિજળીના દીવાઓ સળગાવી નિત્ય લાખો નિર્દોષ પતંગનાં બલિદાન પ્રભુને ચરણે ભેટ ધરે છે. આ બાબતમા જીવદયા પ્રતિપાલ ધર્માચાર્યો કેમ મૌન રહેતા હશે, તે સમજી શકાતું નથી. તીર્થયાત્રામા પોતે સાથે જોડાવા જ્યાં ગામડે ગામડે નવી વીજળી

ઉત્પન્ન કરી દીવાઓ કરનાર ભકતોને પણ સાચી સમજ શાથી નહિ આપતા હોય એ એક પ્રશ્નજ છે.

કાપડની મિલમા અકસ્માત થાય તો તેની અસર મિલના ચોગાનમાજ થઇ શકે છે અને તેથી માહે રહેલા મનુષ્યોજ મરણ પામે છે. પણ વિજળીના તાર જેટલા માઇલમા ફેલાયા હોય ને જેટલાં ઘરોમાં વિજળી લેવામા આવી હોય તે તમામ ઘરો અકસ્માતનાં ઘર બની શકે છે થોડી અસાવધાની રાખવાથી સેકંડ માત્રમાં મનુષ્યનું મરણ થાય છે. વિજળીના તારો થાભલા પર લટકાવેલા હોય છે તે તારો ઉપર આકાશમા ઉડતા નિર્દોષ પક્ષીઓ વિશ્રામ લેવા માટે બેસવા જાય છે, કે તુરત તેને આ જીવનમાથી હમેશ માટે વિશ્રામ મળે છે, એટલે કે એ મરણ પામે છે. વિજળીનો પ્રવાહ થાભલામાં ચાલુ હોય છે, ને કોઈ વાર ગાય ભેંસ બળદ કે પાડા પોતાના શરીરને આવતી ખણુજ ખણવા સારુ થાભલાનો સ્પર્શ કરે છે કે બિચારા મસ્ત ને નિર્દોષ પ્રાણી સેકંડ માત્રમા મરણને શરણ થાય છે. વીજળીના અનુભવી કારખાનાવાળાઓ પણ ઘણી વખત ગ્લોબ સાફ કરવા જતા યા અન્ય પ્રકારે વીજળીનો પ્રવાહ ચાલુ હોય તો તેના ભોગ થઈ જાય છે. વીજળીના જાણકાર પણ સાવધાની રાખવા છતા અનેકવાર અકસ્માતનો ભોગ થઈ પડે છે, તો અજાણ માનવો, બાળકો, પશુ તથા પક્ષીઓ દરવર્ષે વીજળીના અકસ્માતના શિકાર કેટલા પ્રમાણમાં બનતા હશે તેનો પાઠકે સ્વયં વિચાર કરવો આવશ્યક છે.

વીજળીનો અનેક રીતે ઉપયોગ કરવામા આવતો હોવાથી તેલ પીલનાર, તેલ વેચનાર, તથા ગોરંડા વેચનાર અને વાવનાર, પંખા ખેંચનાર મનુષ્યો અને કોસ હાકનાર ખેડુતો બેકાર બનવા પામ્યા છે ને તેમની બેકારી સાથે પશુઓ પણ નકામા થવાથી તેમને કસાઈને શરણ દ્દરુજીપાત કરવાં પડે છે.

આ પ્રમાણે દોષોની પરંપરા વિચારતા એરંડીઆના તેલ તથા ઘીના દીવા કરતા વીજળીના દીવાના દોષો અનેક રીતે વધી જાય છે.

કુદરત રાત્રે આંખને પ્રકાશ આપવા માટે ના પાડે છે, ત્યારે માનવો આંખને આંજી નાંખે તેવા દીવાઓ વાપરી પોતાના ધનનો તથા પોતાના ચક્ષુરૂપ રત્નોનો એમ બન્નેનો નાશ કરે છે અને આંધળાઓની સંખ્યામા વધારો કરે છે.

ભારતમા આજે ૧,૮૦,૦૦૦ પુરુષો અને ૧,૮૬,૦૦૦ સ્ત્રીઓ અંધ છે, અને તમો જ્યા જ્યા દૃષ્ટિ ફેરવશો ત્યા ત્યાં ચશ્માવાળા ભાઈઓ તથા બહેનો તો સેંકડે એંસી ટકા જેટલાં કે તેથી યે વધુ જણાશે! નવ નવ વર્ષના બાળકોને પણ ડોક્ટરો ચશ્મા માટે ફરજ પાડે છે. એ બધુ વીજળી વગેરેનાં સાધનોને લીધે નહિ તો બીજું શુ? આવી પરિસ્થિતિ પ્રત્યક્ષ જોવા છતાં વીજળીનો મોહ તજી શકતા નથી અને પોતાની આંખોની રક્ષા માટે ઉપેક્ષા રાખે છે, તેઓ ખરેખર વહેલા કે મોડા પોતાના નેત્રરત્નો ગુમાવવાનાજ છે.

પૂર્વે ૯૦ વર્ષનો વૃદ્ધ પણ ભાગ્યેજ ચશ્મા વાપરતો હતો, ત્યારે હાલ તો નવ વર્ષના બાળકોને પણ ચશ્મા વાપરવાં પડે છે. એ પ્રત્યક્ષ પ્રમાણુ જ વીજળી કે ગેસના દીવાઓથી પ્રજાને શો લાભ થયો છે, એના પુરાવા માટે શું બસ નથી?

---

## [૨૪] વિજ્ઞાન

જગતના ડાહ્યા માણસો જ્યારે સત્તાશાહીના શોખીન કે વિલાસના ગુલામ બને છે ત્યારે આખા વિશ્વની પાયમાલીના પગરણુ મંડાય છે. આજે જગતના ડાહ્યાઓ કહી રહ્યા છે, પ્રજાના માનસમાં જોરશોરથી ઠસાવી રહ્યા છે કે આ વિજ્ઞાનનો યુગ વિકાસનો યુગ છે

એ એમ સંભળાવે છે કે જો **આગગાડી** ન હોત તો તમોને નાનાં નાના ગામડાઓમાથી ખેંચીને મુંબઈ, કલકત્તા, મદ્રાસ અને કરાચી જેવા આલેશાન શહેરોમાં આટલી શીઘ્રતાથી કોણ પહોંચાડત? તમારી ટચુક ટચુક ચાલતી બળદગાડીની હેરાનગતિ ક્યાં અને રેલગાડીની મોજ ક્યાં? **મીલો** ન હોત તો આવા બારિક

મલમલના સસ્તા વસ્ત્રો તમોને ક્યાથી પહેરવા મળત ? અને પ્યારા મજુરો ! તમે શહેરી જીવનની મોજમજાહનો સ્વાદ ક્યાંથી ચાખી શકત ? અને પેલા દારૂના પીઠા, હોટલ અને નાટક સીનેમા વિગેરે તમારા ગામડામાં આવીને તમોને કોણ દેખાડત ? **સ્ટીમર** ન હોત તો જાપાન જેવા ઉદ્યોગપ્રધાન, ઇંગ્લંડ જેવા વિલાસપ્રધાન, જર્મન જેવા સંશોધનપ્રધાન, અમેરિકા જેવા કર્મપ્રધાન અને ઑસ્ટ્રેલીઆ જેવા સૌદર્યપ્રધાન દેશો તમે તમારા મછવામા બેસીને આટલી સરળતાથી ક્યાંથી જોઈ શકત ? **ઍરોપ્લેન** ન હોત તો તમારાં શાસ્ત્રોમા લખેલા દૈવી વિમાનની કલ્પના તમે કયાથી કરી શકત ? અને **રેડીઓ** ન હોત તો આખા વિશ્વના દરેક ખુણામાથી આવતાં મીઠા મધુરા સંગીત અને સમાચારો ઘેરબેઠા સાભળવાનાં કયાથી મળત ? **ટેલીફોન** ન હોત તો સેંકડો માઇલ દૂર બેઠા બેઠાં તમે તમારા પ્રેમી જનો સાથે વાર્તાલાપ શી રીતે કરી શકત ? અને તમે ખરૂંજ કહો કે આ **લાઉડ સ્પીકર** ન હોત તો મહાત્માજી જેવા તમારા દેશપૂજ્ય પુરુષની પ્રેરક વાણી સાભળવાનો લાભ લાખ જેટલી મળેલી મોટી માનવમેદનીમા શી રીતે મળી શકત ? અને **વીજળીનો દીવો, ગેસ કે બેટરી** ન હોત તો તમારા કોડીઆના પ્રકાશમા તમે કાર્ય પણ શું કરી શકત ? **ટપાલ, તાર** અને એવાં એવા સાધનો દ્વારા વિજ્ઞાને તમારી કેટલી સેવા બજાવી છે ? વિજ્ઞાન વિકાસ ન પામ્યુ હોત તો તમારૂ શું થાત ? આવું આવું તમે તમારી જાતને એકાતમા બેસી કદીએ પૂછ્યુ છે ? તમોને પહેરવા માટે **માન્ચેસ્ટરની મહાન મિલોનાં વસ્ત્રો** અને અંગ ઉપર ગલગલીઆ કરે એવાં કોમળ તથા નરમ **જાપાનીઝ રેશમ** કયાથી મળી શકત ? આટો **પીસવાનાં એ રાક્ષસી યંત્રો** ન હોત તો તમે મેદાની મનગમતી બીસ્કીટો કયાથી ખાઈ શકત ? **ચાહની** શોધ ન થઇ હોત તો સવારમાં ઉઠતાની સાથેજ તમારી આળસ ઉડાડી સ્ફૂર્તિ કોણ અર્પત ? **તમાકુની** શોધ ન થઇ હોત

તો તમારા મોઢામાં પેલી લટકતી સીગારેટ વિના તમારા મુખારવિંદ કેમ શોભત? અને જો મશીનો દ્વારા બનેલી ખાંડ તમોને ન મળત તો આજે ઠેર ઠેર ખોલેલી સ્વીટ માર્ટ (મીઠાઇઓની દુકાનો)ની વિવિધ વાનીઓ ચાખવા કયાથી મળત? તેમજ એ ખાદ્ય ખાઇને દર્દી થયા બાદ વધેલા દર્દોને દૂર કરનારાં **દવાખાનાં અને ડોકટરો** ન હોત તો તમારો રોગ નાબૂદ શી રીતે થાત? અરે, આજે તમારૂં આખું જીવન જે પર ટકી રહ્યું છે એ વિજ્ઞાનની પ્રશંસા કરવી એ તો સૂર્યના પ્રકાશની પ્રશંસા કરવા બરાબર છે! એના વિકાસ અર્થે તમે જે કાંઈ મૂલ્ય ખર્ચો તે ઓછા છે!

જગતના એ શાણા પુરુષોના સૂર સામે જગતની પ્રજાનો શો પોકાર છે તે તપાસી વિજ્ઞાન વિકાસને પથે છે કે વિનાશને, તે જોઇએ.

* * * * *

વિજ્ઞાન પોતે પવિત્ર વસ્તુ છે પણ આજે એ જે પાત્રમા જઈ પડ્યું છે એ પાત્રે એની વિકૃતિ કરી છે. કેવળ ભારતને જ નહિ પણ સમસ્ત જગતને દુઃખની અગાધ ખાઈમા ધકેલવામા, અશાતિ અને જડતા વધારવામા એણે મોટો ફાળો આપ્યો છે. જેમ અગ્નિ એને યોગ્ય સ્થાન મળે તો અન્નને પકાવી અમૃતમય બનાવે છે પણ એજ અગ્નિ અસ્થાને પડે તો અનાજ અને ભવનોના ભવનની પણ ભસ્મ બનાવે છે, એજ રીતે આજના વિકસેલા વિજ્ઞાનને પાત્ર ન મળવાથી એની પણ એજ વિકૃત દશા થઈ છે અને થતી જાય છે.

વિજ્ઞાન દ્વારા જે માનવભૂમિ સ્વર્ગભૂમિ બનવી જોઈએ તે આજે નરકભૂમિ બની રહી છે. માનવહિત માટે યોજાએલા સાધનો સ્વાર્થની બદબોથી ગંધાઈને માનવજાતને સેડવી રહ્યાં છે, માનવને માનવતાથી દૂર કરી એને પશુ અને પિશાચ બનાવી રહ્યાં છે.

આ આખા પુસ્તકમા એની છૂટક મીમાંસા તો થઈ ગઈ છે પણ આ લેખમાં લગભગ એ બધાની સંક્ષિપ્ત સમાલોચના કરીએ.

* * * *

વૈજ્ઞાનિકો કહે છે કે જગતની શાતિ અર્થે, જગતની સગવડ અર્થે, અમે સાધનો આપ્યા છે. અમો એને પૂછીએ છીએ કે તમારૂ જગત કયા છે ? સમ્રાટ્, મહારાજા કે રાજાઓના મહેલોમા, શ્રીમંતોની હવેલીઓમા, પદવીધારીઓની પાર્ટીઓમા, કે દેવોને નામે બનેલા વિલાસી મદિરોમા ? જો ત્યાજ હોય તો અમારે કશુંજ કહેવાનું નથી. તમારા બધા સાધનો એમને માટે મુબારક છે. ત્યા રેડીઓ, વિજળી, ટેલીફોન, યત્રો અને મોજશોખના બધાં સાધનો સુખેથી વપરાય છે. એમને માટે આગગાડી અને સ્ટીમરોમા મહેલ જેવી સ્પેશીઅલ સગવડો સચવાય છે. ભૂં ભૂં કરતી વિવિધ મોટરોની સહેલગાહો દેખાય છે

પણ જો તમારૂ જગત એથી કાંઈક આગળ જતું હોય તો એ જગતનુ શોણિત શોષાયુ છે, એનું તેજ તવાયુ છે અને હીર હણાયુ છે. કુદરતના જગતમા તો એને મીઠી મહેર અને લીલા લહેર હતા પણ વિજ્ઞાનના ડાકુએ એ લૂંટીને આજે જગતની પ્રજાને એક રોટીના ટુકડા માટે ભીખ માગતી કરી મૂકી છે, પેટનો ખાડો પૂરવા માટે ભરબજારે સતીઓના સતીત્વ લૂટાય છે; નાચ, મુજરા થાય છે; ધર્મ, નીતિ અને સત્ય જેવાં તત્ત્વો છડેચોક છુંદાય છે; મજૂરે કાળી મહેનતથી મેળવેલી રોટલીનેય એ મેવા મિઠાઈઓ આરોગી દુંદાળા પુંદાળા બનેલા સત્તાવાદીઓ હડપ કરી જાય છે.

* * * *

એ ડાહ્યાઓ કહે છે કે વિજ્ઞાનથી જગત વિકસ્યુ છે. એમને જઈને પૂછો કે—

(૧) ઉપર આકાશમાં રહી વિમાન દ્વારા ગેસનો એક ગોળો ફેંકી હજારો માનવોનો, પશુઓનો અને ગામડાનો સંહાર કરવો, એનુ નામ વિકાસ ?

(૨) જે વિજ્ઞાનથી બનેલી તોપના ફક્ત ત્રણજ ભડાકાથી જગત મશહુર અને અજેય મનાએલો ઍન્ટવર્પનો કીલ્લો તોડી શકાયો, એનું નામ વિકાસ ?

(૩) એક દેશનો એકજ માણસ વિજ્ઞાનથી બનેલી મશીનગનો દ્વારા દૂર દૂર રહી બીજા દેશના અગણિત બાંધવોનો કચ્ચરઘાણ કાઢવાની તાકાદ ધરાવી શકે, એનું નામ વિકાસ ?

(૪) વિશ્વવ્યાપી બળાત્કાર, લૂંટફાટ, મિથ્યા પ્રલોભનો, ઘર ઘર અતિ અતિ વિકારની ઉડતી બદબો, કળા અને સૌંદર્યના આકર્ષક બ્હાના તળે પ્રજામા વિલાસ અને વિકારને વધારી એનાં વીર્ય અને વિત્ત (ધન) નો નાશ કરવો, એનું નામ વિકાસ ?

આને જો તમે વિકાસ કહેતા હો તો જગત કહે છે કે તમારો એ વિકાસ તમનેજ મુબારક હો ! ! ! અમને તો જગતવ્યાપી માનવતા જોઈએ.

દેશને તાબે કરવા એ અમોને હાથા બનાવનાર સત્તાવાદીઓની સત્તાની ભૂખની લડાઈ છે. અમોને એ કેવળ અળખામણી લાગે છે. અજાણ અને અનપરાધી અમારાજ માનવબંધુઓને મારવા કે કચરી નાંખવા એમાં નરી પાશવવૃત્તિ છે, રાક્ષસવૃત્તિ છે. અમારા એને નવ ગજના નમસ્કાર હો ! અમોને તો પેટપૂર રોટી, નીતિમય જીવન અને અમારી મહામૂલી સ્વતંત્રતા જોઈએ. એ ત્રણેને રાખવામાં તમે અમારો વિનાશ જોતા હો કે વિકાસ જોતા હો, અમોને એની સાથે કશીએ નિસ્બત નથી. બુદ્ધિશાહી કે શ્રીમંતશાહીના સાણસામા અમો હવે સપડાવા માગતા નથી.

* * * *

ઉપરનો પોકાર તો જગતની સર્વ પ્રજાનો એકસરખો પડકાર છે. હવે આપણે જેના પર વિજ્ઞાનનો પ્રભાવ છે એવા એક એક ક્ષેત્ર પર વિહંગાવલોકન કરતા પહેલાં આજના વિજ્ઞાન પર જગતના તત્ત્વજ્ઞાનીઓનો શો અભિપ્રાય છે, એ તપાસીએ.

એક સમર્થ સમાલોચક કહે છે કે—(૧) વિજ્ઞાનના સાધનો બહારથી જેટલા ચટકમટક ભર્યા દેખાય છે તેટલાજ એ અંદરથી બેડોળ અને ઘૃણાજનક છે.

(૨) જેટલા પ્રમાણમા વિજ્ઞાની વેગ વધ્યો છે, એટલાજ પ્રમાણુમાં જગતને ઉદ્દવેગ વધ્યો છે.

(૩) વર્તમાન વિજ્ઞાન તથા ધનના બળે ગણ્યા ગાઠ્યા માલિકો પ્રાકૃતિક જીવન જીવતા અને સાત્વિક ભાવનાથી વિકસતા નિર્દોષ પ્રાણીઓના સત્વને ચૂસીને પોતાના પેટ પૂરે છે, વિલાસ ભોગવે છે અને એમ જીવીને પણ પોતાના જીવનને સફળ માને છે.

(૪) વર્તમાન વિજ્ઞાનયુગની સાદી વ્યાખ્યા એ કે દુનિયાના ૧૦૦ કે ૨૦૦ કરોડપતિઓએ વિજ્ઞાનની મદદ લઈ વિશ્વમા વસતા ૧૫૦,૦૦૦,૦૦૦,૦૦ ( દોઢસો કરોડ ) જેટલી મોટી સંખ્યાના માનવ-સમુદાયની માનસિક, વાચિક, અને કાયિક શક્તિને રૂંધી નાખી એના ભોગે વિલાસના તાંડવનૃત્યો કરવાં.

* * * *

આજે જગતમા અદાલતો, કાયદાઓ, કોર્ટો, ધારાશાસ્ત્રો અને ધારાશાસ્ત્રીઓની સંખ્યા વધી છે, છતા ગુન્હેગારોના ગુન્હાઓ ઘટયા છે એમ કોણ કહી શકશે ? ઉલટા વધ્યા છે.

દેશનું સંરક્ષણ કરનારા સૈન્યો વધ્યા છે અને વધતા જ જાય છે, પણ એથી દેશ નિર્ભય બન્યો છે એમ કોણ કહી શકશે ? સૈન્યોએ તો વધીને લડાઇ વધારી મૂકી છે.

સાહિત્યલેખકો, વક્તાઓ, અને ઉપદેશકો વધ્યા છે, પણ માનવ જાતિમા અજ્ઞાન, અનીતિ, દ્વેષ, ઈર્ષ્યા ઘટયા છે ? ઉલટા વધ્યા છે, કારણકે જે નૈસર્ગિકતા એમનામાં હોવી જોઈએ એ જવલ્લેજ નજરે પડે છે. નૈસર્ગિકતા આવ્યા વિના એ અવાજ અંતઃકરણને સ્પર્શી શકતો નથી.

આજે માનવમા વસ્ત્ર પહેરવાની મર્યાદા અને કૃત્રિમ સભ્યતા વધતી જાય છે, પણ એની પાછળ રહેલા આશયમા એ મર્યાદા અને સભ્યતા છે ? કહેવું જ પડશે કે અલ્પ છે.

શહેરોમા મ્યુનિસીપાલીટીના મેમ્બરો વધ્યા છે, બહારની સડકો, રસ્તાઓ, તથા મકાનની સ્વચ્છતા વધતી જાય છે, પરંતુ સડકની

નીચેની ગટરનો અનુભવ થયો છે? સર્વવ્યાપી સ્વચ્છતાના જ્ઞાન વિના દુર્ગંધ ઘટાડવાના ઉપાયો ઉલટા દુર્ગંધને વધારે છે.

આજે ડોકટરો દવાખાનાઓ અને દવાઓ વધ્યા છે અને વધતાજ જાય છે, પણ રોગો ઘટયા છે એમ કોણ કહી શકે? ઉલ્ટા વધ્યા છે. કુદરતી ઉપાયોના જ્ઞાન વિના ઔષધ લગભગ નકામા છે.

આ પરિસ્થિતિમા કહેવાતા વિજ્ઞાને જેટલી કૃત્રિમતા વધારી તેટલે અંશે તે જવાબદાર છે. વિજ્ઞાનના પ્રચારની પૂર્વે ભારતવર્ષની દૃષ્ટિએ જોઈએ તો એ સમૃદ્ધિ, સંતોષ અને શાતિનુ ધામ હતું. વિજ્ઞાનના ફેલાવા બાદ આજે એની કેવી અધોગતિ થઈ રહી છે તેનો નીચે જણાવેલી તુલના પરથી પાઠકને ખરો ખ્યાલ આવશે.

| વસ્તુ. | ૧૫૦ વર્ષ પહેલાનો ભાવ. | આજનો ભાવ. | |
|---|---|---|---|
| ઘઉં | ૦—૪—૯ | ૩—૦—૦ | એક મણના |
| જવ | ૦—૩—૨ | ૧—૦—૦ | |
| જુવાર | ૦—૨—૪ | ૦-૧૫-૦ | |
| ચોખા | ૦—૮—૦ | ૨—૪—૦ | |
| તુવેરની દાળ | ૦—૪—૯ | ૨—૮—૦ | |
| મગની દાળ | ૦—૭—૨ | ૨—૦—૦ | |
| હળદર | ૦—૪—૦ | ૬—૦—૦ | |
| ગોળ સાકર | ૧—૬—૪ | ૪—૦—૦ | |
| તેલ | ૨—૦—૦ | ૭—૦—૦ | |
| ઘી | ૨ ૧૦.૦ | ૨૩—૦—૦ | |
| ખાદી | ૦—૧—૭ | ૦—૫—૦ | એક વારના |
| ચામડાના પટા | ૦—૦—૬ | ૦—૬—૦ | |
| ગાય | ૦—૨—૬ | ૫૦—૦—૦ | એકના |
| ભેંસ | ૦—૨—૦ | ૧૫૦—૦—૦ | |
| બળદ | ૦—૧—૬ | ૧૦૦—૦—૦ | |
| વાછડો | ૦—૧—૦ | ૨૫—૦—૦ | |

દૂધ પહેલા વેચાતુ જ નહિ કોઈ ગરીબ વેચે તો પૈસાના ૨૫ શેરના ભાવથી વેચાતુ; જ્યારે અત્યારે ચારથી છ આને શેર વેચાય છે.

ઉપરના ભાવોની તુલનાથી એ સ્પષ્ટ સમજાશે કે પૂર્વે જે ભાવે ઘી મળતુ એ ભાવે આજે દૂધ, જે ભાવે દૂધ મળતું એ ભાવે આજે છાશ, જે ભાવે ગોળ મળતો એ ભાવે આજે ખોળ અને જે ભાવે ધાન્ય મળતુ એ ભાવે આજે મિઠું પણ ભાગ્યેજ મળે છે. આ બધો કોનો પ્રતાપ, એ વૈજ્ઞાનિકોને અને યત્રવાદના પૂજારીઓને કોઈ પૂછશે ?

વિજ્ઞાને યત્રવાદને જન્મ આપ્યો અને યત્રવાદે જનતાને છેલ્લી હદ સુધી લૂટી.

(૧) મીલે દેશના રેંટીઆઓ ખૂંચવી લીધા. મીલનો એક મજૂર સાચા પર જેટલુ કામ કરે એટલુ કામ ૩૦૦ રેંટીઆ દ્વારા થાય ૩૦૦ રેંટીઆ પર ૩૦૦ નિરાધાર બહેનોની આજીવિકા ચાલે એટલે એક સાચો ત્રણસો બ્હેનોને ભૂખે મારે. એક મીલમા એવા સેંકડો સાચાઓ અને એવી સેંકડો મીલો એટલે લાખો બ્હેનો તથા બંધુઓને બેકાર બનાવ્યા. હજારો કાંતનાર, પિંજનાર, અને વણનારાઓને નિરાધાર કર્યા. એક તરફ મીલ માલેકોમા વિલાસ, સત્તાશાહી અને મુડીવાદ જન્માવ્યા તથા બીજી તરફ મજુરોમા અનીતિ ગુલામગીરી અને ગરીબી ઉત્પન્ન કર્યા.

(૨) તેલ પીલનાર મીલોએ લાખો ઘાચી અને તેલીઓને રડાવ્યા.

(૩) દળવા તથા ભરડવાના સંચાએ તથા આટાની મીલોએ લાખો અનાથ બ્હેનો તથા શ્રમજીવી બન્ધુઓની રોટલી ઝુંટવી લીધી. આજે એના માલીકો સેંકડો ગરીબોના સુકા ટુકડાને ખૂંચવીને પોતે શિરાપુરી ઉડાવે છે.

(૪) નળોએ સંખ્યાબંધ પાણી ભરનાર બ્હેનોની રોજી લૂંટી લીધી.

(૫) મોટરો તથા રેલગાડીએ અસંખ્ય બેલગાડીવાળા તથા ઘોડા

ગાડીવાળાને રઝળતા કર્યા, એટલુંજ નહિ પણ લાખો જાનવરોને તેમનો ઉપયોગ ન થઈ શકવાથી કતલખાને મોકલી આપ્યા.

* * * *

વિજ્ઞાન અને યંત્રવાદના અનિષ્ટો વર્ણવ્યાં જાય તેમ નથી. આજે એમણે પોતાની પાંખમા આખા જગતને સમાવ્યુ છે. જ્યાં આકાશ ફાટે ત્યા થીગડું શી રીતે દેવાય? સમુદ્રમા જ લ્હાય લાગે તે શી રીતે બૂઝાવાય? આજે જ્યા એક એક યંત્ર લાખો માનવોનો વિકાસ રૂંધી એના સંહારનું શસ્ત્ર બન્યું છે, ત્યા કેટલુક લખી શકાય?

જોકે વિજ્ઞાનપૂજક બુદ્ધિમાનો અને લક્ષ્મીવાનોના હૈયામાં દર્દ અને દયા તો છેજ, પણ વિજ્ઞાન અને યંત્રના પક્ષપાતે એમનું જગત અતિસંકુચિત કરી નાખ્યુ છે. યત્રવાદનાં અનિષ્ટોને ઓળખી પોતાના જ દેશના કચરાતા કરોડો માનવબધુઓના વિશાળ જગતસુધી એમના એ દર્દ અને દયા ત્વરિત ગતિએ પહોચે એજ અભિલાષા.

---

## [૨૫] હમણાં નહિ

આધુનિક જમાનામા "હમણા નહિ" એ વાક્ય જેટલા પ્રમાણમા વપરાય છે તેટલા પ્રમાણમાં ભૂતકાળમા નહોતું વપરાતું. કારણ સમાજમા પુરુષાર્થનો નાશ થતો જાય છે, અને તેને બદલે આળસ અને એદીપણું ઘર ઘાલતા જાય છે.

દેશહિતને ખાતર અનેક માણસોએ વર્ષો પહેલા ખાદી પહેરવા વિચાર કરેલો, પણ "હમણા નહિ" ની કુટેવને પરિણામે આજસુધી વિલાયતી કપડા વાપરે છે, અને દેશના કારીગરોને ભૂખે મારી કરોડો રૂપીઆ પરદેશ મોકલે છે.

સત્વહીન પરદેશી ખાંડ છોડી કાવતદાર શુદ્ધ સ્વદેશી ગોળ વાપરવા ઘણીવાર વિચારો આવ્યા, પણ દરેક વખતે "હમણા નહિ" "પછી વાત" કહી મુલતવી રાખ્યુ. પરિણામે આપણે આપણી તંદુરસ્તીને ભારે નુકસાન પહોચાડયું.

ઘેર ગાય રાખી તાજાં દૂધ, દહીં, છાશ ને ઘીના વપરાશની ઇચ્છા થઈ, પણ "હમણા નહિ" ની ખરાબ ટેવને લઈને પોતાને તેમજ પોતાના કુટુંબને આજદિનસુધી એ અમૃતથી વંચિત રાખ્યા. પરિણામે સર્વ રીતે શક્તિહીન થયા, આખનું તેજ ઘટયુ અને ચશ્માં વાપરવાની જરૂર પડી

ચામા ટેનીક એસીડ જેવો શરીરને ભયકર નુકસાન કરે તેવો પદાર્થ હોય છે. અનુભવી ડાકટરો જણાવે છે કે ચા પગને નબળા કરે છે, યાદશક્તિ ઘટાડે છે, હૃદયમા થડકો પેદા કરે છે, શરીરમા કફ કરે છે અને નિદ્રાને દૂર કરે છે. વળી ચાથી માથું દુઃખે છે, જીભ બેસ્વાદ થાય છે, સ્વભાવ ચીડીઓ થાય છે અને મીજાજ ઠેકાણે રહેતો નથી. ચા પીનારના વિચારો અસ્થિર હોય છે અને તે માનસિક શક્તિ ગુમાવે છે. ચાના વ્યસનથી અજીર્ણ, આતરડામા અવાજ તથા કબજીઆત થાય છે અને પાચન કરનારા રસોનો અટકાવ થાય છે, પિત્તનો કોપ કરે છે, વાળ ખરી પડે છે અથવા ધોળા થાય છે.

ચાના બગીચાના માલેકો વિદેશીઓ છે તેઓ મજુરોને હલકો પગાર આપે છે. તેઓને સોટી વતી નિર્દયપણે એટલેસુધી મારે છે કે ચામડીમાથી લોહી નીકળી ચામડી રંગાઈ જાય છે. તેમને મેજીસ્ટ્રેટની સત્તા મળેલી હોય છે જેથી તેઓ મજુર સ્ત્રી તથા પુરુષ વર્ગ ઉપર અનેક જુલ્મ ગુજારે છે. આ તમામ પાપના ભાગીદાર ચાના પીનારા તથા વેચનારા છે. પુષ્કળ લાગવગ લગાડીને બાલ-પોથીમાથી મા ભૂ પા શબ્દ કઢાવીને મા ચા પા શબ્દ નંખાવી બાલ્યાવસ્થાથી ભારતને ચાના શોખીન બનાવી પોતાના ધધાને ઉત્તેજન મળે તેવી અનેક યોજનાઓ ઘડે છે.

એવી ચા, બીડી, તમાકુ, પાન સોપારી છોડવાનો વિચાર થયો; એક વાર, બે વાર નહિ પણ અનેક વાર થયો, પણ "હમણા નહિ"નું ભૂત દરેક વાર આડું આવ્યું. પરિણામે ચાની ટેવથી નિર્વીર્ય ને નિસ્તેજ

બન્યા. બીડી, તમાકુથી ખાસી તથા ક્ષયના રોગી થયા અને પાન સોપારીથી મો માહેના દાતો ભરયુવાનીમાં સડીને તથા પીડા આપીને પડી ગયા, ને મોઢામા પત્થરના ચોકઠા ઘાલવાની ફરજ પડી.

ચાંદી, સોનું, મોતી અને ઝવેરાતનો ત્યાગ કરી સાદું જીવન ગાળવાની પવિત્ર ઈચ્છા ઘણી વાર થઈ, ત્યાં પણ "હમણા નહિ" આડું આવ્યું અને ભપકાથી અનેકની દષ્ટિમા વિકાર ભર્યો અને ચોર લોકોને ચોરી કરવા લલચાવ્યા.

એક શ્રીમત ગૃહસ્થે પોતાના શરીરની ક્ષણભંગુરતાનો ખ્યાલ આવવાની સાથે પોતાની લક્ષ્મીનો સદ્ઉપયોગ કરવાનો સંકલ્પ કર્યો ત્યારે પણ "હમણા નહિ" નો રાક્ષસ સામે આવી ઊભો રહ્યો અને એકવાર કરેલા સંકલ્પને તોડી નાખ્યો. પરિણામે થોડા વખતમા યમદૂત પધાર્યો. શેઠનુ ડાકલુ ફાટી ગયુ, લક્ષ્મી બધી પડી રહી, અને દૂરના કુટુંબીઓ ભેગા થઈ તેને માટે લડી મર્યા. એ પણ "હમણા નહિ" નોજ પ્રતાપ !

"હમણા નહિ" એ વાકય લાગે છે તો સાધારણ, પણ બારીકાઈથી વિચારતાં દરેક વિચારકને પોતાને તેનાથી હજારોનું આર્થિક નુકશાન તેમજ ન અટકળી શકાય એટલુ નૈતિક નુકશાન થયું છે એ જરૂર સમજાશે. જ્યારે એક વ્યક્તિને આટલુ નુકશાન થયુ છે તો આખા હિંદુસ્તાનના પાત્રીસ કરોડ માણસોને કેટલું નુકશાન થયું હશે ? તેનુ વર્ણન શી રીતે થઈ શકે ? માટે વિચારકોએ વેળાસર ચેતી જઈ "હમણા નહિ" એ હરાયા ઢોર જેવા વાક્યને કાયમને માટે તિલાંજલિ આપી "આજ આજ ભાઈ અત્યારે" નો સર્વ રીતે લાભદાયી સિદ્ધાંત તુરત સ્વીકારવા લેખકની નમ્ર ભાવે વિનતિ છે.



# ભજનપદપુષ્પિકા

---

રચયિતા

**મુનિશ્રી નાનચંદ્રજી**

પ્રાર્થના પદ, ગઝલ પદ, ભજન પદ,
આધ્યાત્મિક પદ, ઉપદેશ પદ,
સ્ત્રીસંબોધક પદ અને હિંદી પદ :
એકંદરે ૩૩૧ પદોનો સંગ્રહ

પૃષ્ઠ ૨૫૬ : છીંટનું પૂઠું.
મૂલ્ય ૪ આના : પોસ્ટેજ ૨ આના

મળવાનાં સ્થળો:—

**ત્રિભુવનદાસ ગોવિંદજી શાહ**
ટી જી. શાહ બિલ્ડીંગ, પાયધૂની, મુંબઇ

**વ્રજલાલ નાગરદાસ ગોસળીઆ**
લીંબડી (કાઠિયાવાડ)